॥ श्रीजगदंबा प्रसन्नोऽस्तु ॥

શ્રી જગદમ્બાના પરમભક્ત પુજ્યપાદ ભટ્ટ શ્રી વલ્લભધોળાનું

# શ્રી દેવી ઉપાસક મંડળ.

## શ્રી દેવી એજ આદ્યશક્તિ મહામાયા છે.
## તેના ભક્તોને અમારી નમ્ર પ્રાર્થના.

આ મંડળના સભાસદ થનારને "ચણ્ડી-કથા-સાર" નામનું પુસ્તક ભેટ મળે છે.

ગુજરાતમાં દેવી-શક્તિ-સંબંધી જોઇએ તેટલું જ્ઞાન પ્રચારમાં નથી તેથી સંસ્કૃત-પ્રાચીન અને અર્વાચીન ગ્રંથો શોધીને તે સંબંધી જ્ઞાન ગુર્જર પ્રજા આપવું તથા અન્ય ધર્મવાળાઓએ ચઢાવેલા ખોટાં કલંકો દૂર કરવા માટે યત્ન કરવો તે ઉપરાંત શ્રી જગદંબાની ઉપાસના કરવા માટે જુદાં જુદાં શાસ્ત્રીય સાધનો ગુર્જર જનોને આપવાં અને ગ્રંથો, માસીકો ઉપરાંત, નવચંડી, શતચંડી, સહસ્રચંડી, જેવા યજ્ઞો કરવા અને શ્રીમદ્ દેવી ભાગવત્ જેવા અતિ શ્રેષ્ઠ દેવી ગ્રંથદ્વારા દેવી ભક્તોને કથાઓ શ્રવણ કરાવી, પારાયણો કરાવવાં અને ન્હાનાં મ્હોટાં હસ્તપત્રોદ્વારા દેવી ભક્તોને સ્વધર્મનું જ્ઞાન આપવું. તેમજ પૂજ્યપાદ શ્રીમદ્ વલ્લભ ધોળા જેવા મહાન શક્તિ ઉપાસક મહાપુરૂષોની જયંતિઓ ઉજવવી એજ આ મંડળનો ઉદ્દેશ છે.

આ મંડળના સભાસદ થવા માટે વાર્ષિક ન્યોછાવર રૂા. ૧-૪-૦ સવા રૂપિયો રાખવામાં આવ્યો છે. જીંદગી સુધીના સભાસદ થવા માટે રૂા. ૨૫-૦-૦ અને સહાયક થનાર ધર્મનિષ્ઠ સજ્જનો માટે રૂા. ૧૦૧-૦-૦ ન્યોછાવર છે.

| | |
|---|---|
| માણેકચોક,<br>ખડ્કારાજી માતાના મંદીરમાં<br>અમદાવાદ. | ભગવતીપ્રસાદ અંબાલાલ ભટ્ટ.<br>મણીલાલ મહાદેવ ઓઝા.<br>મંત્રીઓ. |

॥ श्री बहुचरा प्रसन्नोऽस्तु ॥

(પૂજ્યપાદ ભટ્ટ વલ્લભધોળાની દ્વિતીય જયંતિ પ્રસંગે
શ્રોતાજનોને ભેટ.)

देवी माहात्म्य.

(प्रथम विभाग.)

# धनुष्यधारी–चरित्र ।



પૂજ્યપાદ ભટ્ટ વલ્લભધોળાની હસ્તલિખિત પ્રત ઉપરથી ગદ્યાત્મક)

લેખક

કાશીરામ ભાઇશંકર ઓઝા–પ્રેમી.

આસી. સેક્રેટરી દ. પ્ર. મહા સભા—અમદાવાદ.



પ્રકાશક.

ભગવતિપ્રસાદ અંબાલાલ ભટ્ટ.

મણીલાલ મહાદેવ ઓઝા.

મંત્રીઓ—શ્રી દેવી ઉપાસક મંડળ—અમદાવાદ.



સંવત ૧૯૮૨.      પ્રત ૧૦૦૦.      સને ૧૯૨૬.



શ્રી જ્ઞાનમન્દિર પ્રીન્ટીંગ પ્રેસમાં શંકરરાય અમૃતરાયે છાપ્યું.
રાયપુર વાઘેશ્વરની પોળ પાસે—અમદાવાદ.

# નિવેદન.

આવા ન્હાનાં પુસ્તકને નિવેદનની જરૂર ભાગ્યેજ હોય એમ હું માનું છું. પરંતુ જે ઉદ્દેશથી અને શુભ પ્રસંગે આ પુસ્તક બહાર પાડવામાં આવે છે એ ઉભય વસ્તુ સુચનની અગત્યતા હોવાથી થોડુંક લખી વાંચકવૃંદને કેટલીક હકીકત નિવેદન કરવાની આ ક્ષણે રજા લઉં છું.

પ્રથમ તો આ પુસ્તક બહાર પાડવાનો ઉદેશજ એવો ઉત્તમ છે કે જગતમાં શુદ્ધ શકિત સ્વરૂપનો પ્રચાર કરી અનેક સંકટોમાં અને ભ્રમમાં ભરમાએલા ભોળાજન સમુદાયને સત્ય સ્વરૂપનું સ્ફોટન કરાવવું. આ હેતુને અવલંબી કેટલાક ભાઇઓએ અમદાવાદમાં દેવી ઉપાસક મંડળ થોડાંક વર્ષોથી સ્થાપ્યું છે અને તે દ્વારા બનતા પ્રયત્ને પોતાનું શુભ કાર્ય તે આગળ વધારી રહેલ છે. ગઇ સાલથી આ મંડળની પ્રગતિ વધી છે અને તેને પરિણામે શકિતના પરમ ઉપાસક અને પોષક સ્વર્ગસ્થ ભટ્ટજી વલ્લભ ધોળાની જયંતિ ઉજવવાનું શરૂ થયું છે. આવા મહાનુભાવોની જયંતિ ઉજવવી એ જનસમાજના કલ્યાણનો માર્ગ સ્વિકારાએલો છે. અનેક ધર્મ-પંથના મુખ્ય પ્રવર્તકોની જયંતિઓ ઉજવવી એ સાંપ્રત સમયનો શિષ્ટાચાર થઇ પડયો છે અને તે દ્વારા જે તે સંપ્રદાયનું મહાત્મ્ય જનસમુહને જાણવા મળે છે. મહાનુભાવ ભટ્ટજી વલ્લભ ધોળા સાંપ્રત સમયમાં દેવી ઉપાસકોમાં અગ્રગણ્ય હોવાનું ઇતિહાસ પ્રસિદ્ધ છે. તેમનાં જેવાં દેવી ઉપાસક એક પણ કર્મવીર—ભાવિકભક્ત હાલને સમયે મળવા મુશ્કેલ છે. ગુજરાત—

કાઠિઆવાડમાં પોતાની અપૂર્વ શ્રદ્ધા અને ભક્તિથી દેવી મહિમાનો ડંકો વગડાવનાર કોઇ પણ હોય તો તે ભટ્ટજી વલ્લભ ધોળાજ છે. તેઓને શ્રી બહુચરાજીનો સાક્ષાત્કાર થયો હતો અને તેઓની આજ્ઞાથી જ તેમણે દેવી મહિમા ગાઇ જનસમાજને ગવડાવી રસ ઉત્પન્ન કરી સત્ય શક્તિ સ્વરૂપનું ઉત્તમ જ્ઞાન પ્રસરાવ્યું છે. તેઓશ્રીની દ્વિતિય જયંતિ આજ તા. ૧૦-૧૧-૧૨ મે ૧૯૨૬ ના દિવસે ઉજવાતાં આ પુસ્તક તેમનીજ પ્રસાદીરૂપ **દેવી માહાત્મ્ય** રૂપે **ધનુષ્યધારી ચરિત્ર** ના ગદ્યાત્મક સ્વરૂપમાં બહાર પડી ભાવિક ભક્તોને મફત વહેંચવાના હેતુથી બહાર પડે છે. મહાનુભાવની જયંતિ પ્રસંગે એજ મહાનુભાવની પ્રસાદીથી જનસમાજ મનમુગ્ધ અને એ વધારે હિતાવહ છે. આ શુભ પ્રસગની પ્રસાદીને ભક્તમંડળ પ્રેમપૂર્વક સ્વિકારી તેમાં તન્મન્મય બની પોતાનું આત્મકલ્યાણ સાધવા ઉત્સુક બને એજ આ દેવી ભક્તમંડળ અને લેખકનો શુભ આશય છે.

પ્રસંગવશાત્ પુસ્તકનો પરીચય કરાવવો અનુચિત તો નહિંજ ગણાય ! દેવી મહાત્મ્યના પ્રથમ વિભાગરૂપે આ ધનુષ્યધારીનું ચરિત્ર પસંદ કરવાનો હેતુ પણ સ્પષ્ટ કરવાની અગત્ય છે. ધનુષ્યધારીના નામથી અને પરાક્રમથી ભાગ્યે જ કોઇ દેવીભક્ત અજાણ્યુ હશે ! ધનુષ્યધારીનો ગરબો ગુજરાત કાઠિઆવાડમાં તો ઘેર ઘેર ગવાય છે અને હજારો ભાવિકો તેની જાત્રાએ જાય છે. આ પદ્યાત્મક ગરબાને ગદ્યાત્મક સ્વરૂપ આપી વિસ્તર્ણતાથી દેવીનું મહાત્મ્ય સાદી અને સરલ છતાં ભાવભરી ભાષામાં જનસમાજને પ્રીતિપાત્ર બનાવવું એજ અમારો ઉદ્દેશ છે. અમદાવાદથી ત્રણ જ માઇલને અંતરે પૂર્વમાં આવેલા નરોડા ગામે ધનુષ્યધારીએ પોતાનો નિવાસ આ કળિકાળમાં

ભક્તોના ઉદ્ધારાર્થે કરેલો છે. પુસ્તકમાં દેવીનાં પરાક્રમ તથા ઉત્પત્તિનાં સ્થાન-કારણો વિગેરે આપેલાં હોવાથી તત્સંબંધી અહીં લખવું યોગ્ય નથી. આ દેવીની મોટી જાત્રા દરસાલ અષાડ સુદ પુર્ણિમાએ ભરાય છે તે વખતે હજારો નરનારીઓ તેમાં ઉત્સાહથી ભાગ લઇ માના દર્શન કરી પાવન થાય છે. ગરબાને અંતે જણાવ્યા પ્રમાણે દેવતાઓ અને મુનીવરો વિગેરે સ્વર્ગ સમુદાયિક સાત્વિક સજ્જનો પણ ત્યાં આ તિથિએ પ્રતિવર્ષ આવે છે એવું મનાય છે. દેવીનાં દર્શન માત્રથીજ સંતાપની શાંતિ થાય છે એતો સર્વ કોઇને વિદિતજ છે. જગતમાં શ્રદ્ધા ફળે છે અને શ્રદ્ધા હોય ત્યાં શાંતિ પ્રવર્તે. શાંતિ એજ જગત જીવનની અમુલ્ય સિદ્ધિ! આવી સિદ્ધિ અનુભવથી ભકતજનો પ્રાપ્ત કરે એજ અંતિમ પ્રાર્થના.

સંવત ૧૯૮૨.<br>દ્વિતિય ચૈત્ર કૃષ્ણ ત્રયોદશી<br>**અમદાવાદ.**

**કાશીરામ ભાઇશંકર ઓઝા.**<br>(કવિ પ્રેમી.)

ગયે વર્ષે વલ્લભ ધોળા જયંતિ પ્રસંગે જ્ઞાન-દાન દેવાની ઇચ્છાથી દેવીગીતા વગેરે ત્રણ પુસ્તકો શ્રોતા જનોમાં વિના મૂલ્યે વહેંચાયાં હતાં. આ વર્ષે પણ મંડળના કેટલાક ભક્ત-સભાસદોની સહાયતાથી **"ધનુષ્યધારી-ચરિત્ર"** પુસ્તક **વિના મૂલ્યે** વહેંચવામાં આવ્યું છે.

પ્રસ્તુત પુસ્તક શ્રી જગદંબાના ભક્ત કવિશ્રી પ્રેમીએ શ્રી દેવી ઉપાસક મંડળને નિઃસ્વાર્થભાવે લખી અર્પણ કર્યું છે તે માટે અમારૂં મંડળ તેમનો ઉપકાર માને છે.

મંત્રીઓ–શ્રી દેવી ઉપાસક મંડળ–**અમદાવાદ.**

ॐ

श्री जगदंबा प्रसन्नोस्तु !

# देवी महात्म्य.

## प्रथम विभाग.

---

### धनुष्यधारीनो प्रभाव.

સાક્ષાત્ જગદંબાના અંગભુત મનાએલા પૂર્ણ શક્તિ સ્વરૂપ દેવી ધનુષ્યધારીનું ધ્યાન ધરવા માટે ભટ વલ્લભઘોળા સર્વને સંબોધે છે. કારણ કે એ દેવીનો પ્રભાવ એવો પ્રભાવવંતો છે કે જેનું ધ્યાન હરહંમેશ પ્રજાપતિ બ્રહ્માજી પણ ધરે છે. સૂરપતિ ઇંદ્ર પણ કહે છે કે આ ધનુષ્યધારીનું ધ્યાન ધરવું એટલા માટે ઉત્તમ છે કે પરમ ઐશ્વર્યશાળી વિષ્ણુ ભગવાન પણ તેમનું ધ્યાન ધરી સેવા કરે છે. એ દેવી એવી છે કે જેણે પોતાના કરકમળમાં ધનુષ્યને ધારણ કર્યું છે. આદ્ય શક્તિની સાથે જેણે સંપૂર્ણ સ્નેહ કર્યો છે અને તેમની ઇચ્છા પ્રમાણે તેમનાં સર્વ કાર્યો નિરવિઘ્ને પાર ઉતાર્યાં છે. આવી એ દેવીનું ધ્યાન ધરવાથી શરીરે-આ દેહે કોઇપણ પ્રકારનું દુઃખ આવતું નથી. જેમની સ્તુતિ પુરાણોમાં ગવાએલી છે. વેદો પણ પોતાની મધુર વાણીમાં જેમનાં વખાણ કરે છે. જેમની અકળિત કળાનું ચરિત્ર કોઇએ કળ્યું નથી. વળી જે દેવી ન જાણી

શકાય તેવી, કોઇ પણ પ્રકારના ભેદ વગરની, કોઇથી પણ ન છેદી-જીતી શકાય એવી ગૌરવભરી છે. બધાં તત્ત્વોનું ઉત્તમ તત્ત્વ એજ છે. સંસારનો સારમાં સ.ર પણ એથી અધિક કોઇ નથી. યુગયુગમાં જે એકજ સ્વરૂપે પ્રકાસી રહ્યા છે અને અધમમાંથી અધમનો પણ જે શુદ્ધ હૃદયની ભક્તિથી ઉદ્ધાર કરે છે. જેનો પરચો પૃથ્વી તળમાં પ્રસિદ્ધ છે, જેનો પ્રતાપ પૂર્ણપણે પ્રભાવ પામી રહ્યો છે. જેણે દારૂણ એવા દુષ્કૃત્ય કરનાર અધમ દૈત્યને હણ્યો છે અને તેથી જેની છાપ જગતમાં જાહેર રીતે પડી ચુકી છે. એવા એ ધનુષ્યધારી દેવીનું ઉત્તમ મ.હાત્મ્ય બ્રહ્માજીએ બ્રહ્માંડપુરાણમાં એક સમે કહેલું છે.

## નારદ-બ્રહ્મા સંવાદ.

એક સમે નારદજી પોતાના પર્યટનથી નિવૃત્ત થઇ થોડા સમય માટે પિતાજી બ્રહ્મા પાસે બેઠેલા હતા તે સમયે ચતુર્મુખ બ્રહ્માએ દેવી મહાત્મ્ય સંબંધી વાતો કરતાં ચતુર શિરોમણી શ્રોતા નારદજીને ધનુષ્યધારી દેવીનું મહાત્મ્ય આગળ ધરીને કહી સંભળાવવા આતુરતા દર્શાવી. ભક્તાનુરાગી મહાનુભાવ નારદજી, પિતાજીની આવી શ્રેયસ્કર ઇચ્છાથી બહુજ પ્રસન્ન થયા. ધનુષ્યધારી દેવીનું મહાત્મ્ય તેઓને ઘણું ગમ્યું અને તે ઉપરથી પિતાજીને પ્રશ્ન પુછવા લાગ્યા કે–હે તાત! એ ધનુષ્યધારી દેવી કોણ છે? ભવાનિઓ તો ઘણી છે અને બધી આયુધો ધારણ કરે છે. ત્યારે શ્રી શારદાએ આ ધનુષ્યધારીનું ચરિત્ર કેમ લખ્યું હશે? મને જો કે ચરિત્ર તો ઘણું ગમ્યું છે પરંતુ મનમાં અનેક શંકાઓ થાય છે કે શારદાએ આ શું જાણીને લખ્યું છે? વળી જ્યાં જોઇએ ત્યાં ભવાનિઓ તો

પ્રત્યક્ષ જ છે છતાં ધનુષ્યધારીની ઉત્પત્તિનું પ્રયોજન કેમ થયું હશે? આમાંની એકે વાત મારા માનવામાં આવતી નથી માટે આપ કૃપા કરીને મારા હૃદયની આ બધી શંકાઓનું યોગ્ય રીતે સમાધાન કરો એવી આપ પ્રત્યે, હે પિતામહ! નમ્ર વિનંતિ છે. મને જણાવો કે આ સ્વરૂપ કેવું છે? તેની સત્ય વાત હું જાણવા માગું છું. વળી આ ધનુષ્યધારીની આદ્ય ઉત્પત્તિ કેવી રીતે થઇ છે. કોઇ પણ ભવાની આયુધ વગરની કોઇ સ્થળે જોવામાં આવી નથી. સ્થળે સ્થળે ભવાનિઓ તો દર્શન આપી રહેલી છે. એમાંએ વિશેષતા તો એ છે કે આ દેવી તો માત્ર આયુધથીજ ઓળખાય છે. મને આશ્ચર્ય તો એ થાય છે કે તે દેવી કયા વર્ણના સ્વરૂપે છે? જેનું અંગ ગૌરી જેવું પીળું, અરૂણના જેવું તેજસ્વી છે! એટલુંજ નહિ પણ તેમણે હાથમાં ધનુષ્ય ધારણ કરીને શું કર્યું છે? તેમણે કોના કોના ઉપર ઉપકારો કર્યા છે? કોના કોના દુઃખોને દૂર કરવામાં કટિબદ્ધ થયા છે? આ અસાર સંસારથી કોને પાર ઉતાર્યાં છે? હે, તાત! મારા ઉપર કરૂણા કરીને આ સઘળી હકીકત મને કહો.

નારદનું આ પ્રમાણે વિવેકભર્યું કથન સાંભળીને ચતુર્મુખ બ્રહ્મા બોલ્યા કે હે! પુત્ર નારદ! તને અનેકવાર ધન્યવાદ હો! તેં લોકોપકારક પ્રશ્નોથી મારા મનને બહુ ખુશ કર્યું છે. કારણ કે આ ધનુષ્યધારીનું રહસ્ય મને ઘણુંજ ગમે છે. હું માનું છું કે એથી અધિક કોઇ પણ તત્વ હજુ મારા સમજવામાં આવ્યું નથી. હે વત્સ! શુદ્ધ મનથી હું કહું છું તે શ્રવણ કરો. જે પરમેશ્વરીનો પરચો જગતમાં ખરેખરો પ્રસિદ્ધ છે તે ધનુષ્યધારીનું ઉત્તમ ચરિત્ર હું

તમને અતિ પ્રેમપૂર્વક કહું છું. તે દેવી ત્રણલોક તારિણિ છે કારણ કે જેણે હાથમાં ધનુષ્ય ધારણ કરીને જગતમાં ધર્મનું સંરક્ષણ કર્યું છે તેણે તેત્રીશ કોટી દેવતાઓને અસુરના ભયથી દૂર કરી એક પળ માત્રમાં તાર્યા છે. જે વખતે ત્રિલોકને ધ્રુજાવનાર અસુરે દેવોનો સંહાર કરતાં ઠેઠ ઇંદ્રના ઇંદ્રાસન સુધી અમરપુરીમાં પ્રવેશ કરી સર્વ શ્રેષ્ઠ દેવતાઓની સન્મુખ આવી તે ઉભો રહ્યો અને જ્યારે દેવતાઓનો ઘાણ વાળવા માંડયો ત્યારે આ ધનુષ્યધારી દેવીએ પોતાના પ્રચંડ ધનુષ્યથી દેવતાઓનો સાથ ગ્રહી તે મહા પરાક્રમી દૈત્યનો નાશ કર્યો છે અને પોતાનું શ્રેષ્ટત્વ બતાવી આપ્યું છે. આવી એ મહામાયાનું મહાન્ ચરિત્ર હે સુત! હું તને વિસ્તારથી કહું છું તે તું એક ચિત્તે શ્રવણ કર. કથા શ્રવણ કરનાર શ્રોતા, પ્રેમી અને ઉત્સુક હોય તો કથા કહેનાર વકતાને બહુ આનંદ પડે છે અને એટલો બધો રસ ઉત્પન્ન થાય છે કે તે ઉત્તમ પ્રકારે કથા ભાગને વર્ણવે છે. આવો શ્રોતા અને કથાકારનો યોગ પણ ધન્યવાદને પાત્રજ ગણાય. આ યોગ પણ એવો ઉત્તમજ છે.

## દેવીનું આદ્ય સ્વરૂપ.

બ્રહ્મા કહે છે, હે સુત! પૂર્વે શ્રીપુર નામનું પૂર્ણ પ્રખ્યાતિ પામેલું એક વિશાળ શહેર હતું. જે શહેરનો પ્રભાવ સૂર્ય અને ચંદ્રના તેજ જેવો પ્રકાશિત હતો આથી તે સૂરો તથા સકલ મુનીવરોને મોહાંધ બનાવી રહેલ હતું. આવા સુંદર શહેરમાં કાત્યાયની નામની દેવીનો વાસ હતો. જેનું શરીર અષ્ટભુજાથી શોભી રહ્યું હતું. આ આઠે ભુજાઓમાં નાનાવિધ આયુધો ધારણ કરેલાં હતાં. આ

દેવીનું તેજ એવું પ્રકાશિત હતું કે દેવોથી પણ તેમના સામું એક દષ્ટીએ જોઇ શકાતું નહોતું. વળી આ દેવીનો પ્રભાવ એવો હતો કે તેણે સંખ્યાબંધ મહા શુરવીર દૈત્યોને રણમાં હણ્યા હતા. જેણે ખડગ અને ખપ્પરને પોતાની ખાંધ ઉપર ધારણ કર્યાં હતાં. પદ્મ, શંખ, ચક્ર, ગદા મુશલ વિગેરે જેના હાથમાં શોભી રહ્યાં છે. વળી જેણે વાંકી પણછવાળું ધનુષ્ય બાણ સુકોમળ હાથમાં ધારણ કરેલ છે. હમેશાં જે દેવી સુખમાં-આનંદથી સુધા-અમૃતનું પાન કરે છે અને નાના પ્રકારનાં દુધમાં બનાવેલા પકવાનોનું પ્રેમપૂર્વક ભોજન કરે છે. દુષ્ટોનું દમન કરવાવાળી આ દેવીએ પશુઓમાં મહાન ગણાએલા વનરાજનું વાહન કરેલું છે. આવાં પરાક્રમી, પ્રકાશમાન્ એ કાત્યાયની દેવીએ પોતાના શરીરથી ત્રણ સ્વરૂપ પ્રગટ કર્યાં. માતાએ પોતાના હૃદયથી વિચાર કરીને આ ત્રણ રૂપો એવાં અનુપમ બનાવ્યાં કે તેમાં કોઇ પણ પ્રકારની ખામી જણાતી નહોતી, એટલું જ નહિં પરંતુ તે સ્વરૂપોની જોડી કયાંઇએ મળી શકે તેવી નહોતી. આ ત્રણ સ્વરૂપમાં એક ધોળું, એક લાલ અને એક પીળું એવા રંગો ધારણ કર્યા હતા. આ ત્રણે મહા બળવાન, પ્રભાવશાળી સ્વરૂપોએ પોતપોતાના આશ્રમો સ્થાપીને પ્રેમપુર્વક ઉગ્ર તપ કરવું શરૂ કર્યું. શ્વેત સ્વરૂપે શ્વેતગીરી ઉપર આશ્રમ બાંધ્યો, ગંધમાદન નામના પર્વત ઉપર રક્ત-સ્વરૂપે વિશ્રામ કર્યો જ્યારે પીત સ્વરૂપે મેરૂ પર્વતનું વિશાળ શિખર પસંદ કરી ત્યાં નિવાસ કર્યો. જે સ્વરૂપોના, યશોગાન જગતમાં દરેક મુખે ગવાઇ રહ્યા છે. એવા સમયમાં એક મહાન બળીઓ દુરાત્મા અસુર ઉત્પન્ન થયો અને તેણે પાતાળમાં પોતાનો પ્રભાવ પ્રગટાવવો શરૂ કર્યો.

## ૬

## ભંડારસુર દૈત્ય અને તેનું પરાક્રમ.

આ દૈત્યનું નામ ભંડારસુર હતું. એનું સ્વરૂપ એવું વિકાળ અને વિશાળ હતું કે તે મુળથી જ બાળક હતો ત્યારથી સાક્ષાત જમ જેવો ભયકારક સર્વને લાગતો હતો. જેમ જેમ તે ઉમ્મરે વધતો ગયો તેમ તેમ આજુબાજુના દેશોમાં એવો ત્રાસ વર્તાવવા માંડ્યો કે પ્રાણીમાત્રને તેનું નામ શ્રવણ પડતાં મહા ત્રાસ ઉત્પન્ન થવા લાગ્યો. વળી તે જેમ પોતાની જાતીથી જાણ થતો ગયો તેમ સંભાળપુર્વક પોતાની શુદ્ધિ અને શૌર્યને આગળ વધારતો ગયો. તે દુરાત્માએ પોતાના પાપી પગલાંનો વિસ્તાર કરતાં પ્રથમ તો પાતાળના પડનો કબજો પોતાના હાથમાં લીધો. પાતાળ જીત્યા પછી એ પાપીએ એવો વિચાર કર્યો કે પાતાળ તો મારે વશ વર્તે છે, હવે મારે મૃત્યુ લોકને વશ કરવા યત્ન કરવો જોઇએ. આ વિચાર આવતાની સાથે જ તે દુષ્ટ અવનિ ઉપર આવી પહોંચ્યો. પોતાની અસુરી માયાથી એક વિશાળ સૈન્ય ઉત્પન્ન કર્યું. જેમાં બહાદુર સુભટોની પણ સારી સંખ્યા હતી. હાથી, ઘોડા, રથ વિગેરે નાના પ્રકારના યુધવાહનોની સાથે તે દુષ્ટ ઉત્તર દિશા તરફ પોતાનો વિજય વાવટો ફરકાવતો આગળ વધવા લાગ્યો. જોતજોતામાં તો ઉત્તરનો કબજો કરી પૂર્વ તરફ વળ્યો. પૂર્વ પણ જીતી લીધું. ત્યાંથી પશ્ચિમ અને દક્ષિણમાં ફરી તે દેશો પણ તાબે કર્યા. દેશના રાજાઓને દંડ દઇ પોતાનું નિશાન તેણે ચારે તરફ ફરકાવ્યું. આ રીતે ચાર ખુંટ પૃથ્વી અને પાતાળ કબજે થવાથી તેનાં અભિમાનનો પાર રહ્યો નહિં. તે ખૂબ મલકાયો અને અમરાપુરીને જીતવાને લાલચ કરી. દુષ્ટો પોતાની

દુષ્ટતાથી ફુલાઇ આગળ પાછળનો વિચાર કર્યા વગર જેમ મગર-બીથી આગળને આગળ જ વધ્યા જાય છે તેમ આ ભંડારસુર પણ પાતાળ અને પૃથ્વીથી સંતોષ નહિં માનતાં અમરાપુર આવી લાગ્યો. સાત દ્વિપો અને નવ ખંડનો કબજો કરી ઇંદ્રપુરીને પણ છતી લીધી. આથી તેના ગર્વનો પાર રહ્યો નહિં. તે ઇંદ્રમહાલયમાં આવી ઇંદ્રરાજને કહેવા લાગ્યો કે હે ઇંદ્રરાજા! મેં તારૂં ઇંદ્રાસન લઈ લીધું છે. હવે તું મારો આશ્રિત રાજા છે. આથી ત્રણે ભુવનમાં તેનો ત્રાસ વરતી રહ્યો અને સર્વ સ્થળે કહેવાવા લાગ્યું કે, એક એવો અસુર ઉત્પન્ન થયો છે કે તેના નામથી સર્વ કોઈ ત્રાસે છે. તેનું નામ ભંડારસુર છે. જેના પરાક્રમથી સ્વર્ગ, મૃત્યુ, પાતાળ એ ત્રણે લોક કંપી ઉઠયાં છે. ઇંદ્રાદિક દેવતાઓ પોતાના મનોહર મહેલો અને સુંદર સ્વર્ગને ત્યાગીને ત્યાંથી નાશી જઇ ગીરી-ગુફાઓમાં, અરણ્યોમાં સંતાઇ બેઠા. મહાન પ્રતાપી મુનીવરો પણ પોતાના આનંદદાયક ધામોને તજી જંગલોમાં નાશી ગયા. આ રીતે નિષ્કંટક થએલો ભંડારસુર દૈત્ય ઇંદ્રાસન ઉપર બેઠો અને પોતાની આણ વરતાવી, નિશાન ફરકાવ્યું અને સ્વર્ગવાશીઓને પોતાને વશ કરી લીધા, એટલે સર્વ કોઇ ભંડારસુરની આજ્ઞાને માન આપવા લાગ્યા. ઉપરથી જોકે અસુરના ત્રાસથી આ પ્રમાણે બનતું હતું પરંતુ હૃદયથી તો દેવ અને દેવાંગનાઓ સર્વે મહા શોકમાં હતાં. અણુહુકે કેટલાકો સંતાઇ રહ્યા હતા. આ રીતે ભંડારસુરની દુવાઇ ત્રણે લોકમાં સ્વતંત્ર રીતે આપખુદ પ્રસરી રહી હતી. પશુ, પક્ષીઓ, નદિઓ, સરોવરો, સિંધુ, પર્વતો, સૂર્ય અને ચંદ્ર તથા ગ્રહમંડળ, ગર્ભવંતીના ગર્ભો વિગેરે કોઇપણ ભંડારસુરથી દૂર નહોતું. તેના ત્રાસમાં આ

સર્વે કંપી રહ્યાં હતાં. અસુરના ત્રાસથી યજ્ઞ, યાગાદિક ક્રિયાઓ, નિત્ય થતા હોમ, હવનોનો લોપ થયો હતો. ભંડારસુરના અધર્મ-વંતા કોપથી વેદોના ધર્મોનો પણ સર્વ સ્થળે લોપ થયો હતો. સાત્વિક ધર્મોનો પણ લોપ થયો હતો. આ રીતે એ દુષ્ટાત્મા યથેચ્છ રીતે રાજ્ય કરતો હતો. પોતાના સંગીઓને-પક્ષીઓને તેનો અમલ નિર્બાધ હોઇ સુખરૂપ હતો પરંતુ દેવતાઓ અને સાત્વિકોને તો તે હરપળે દુઃખપ્રદજ હતો. પોતાના પ્રિય જનોનું પાલન તે પ્રેમપુર્વક કરતો હતો ત્યારે દેવતાઓ તથા સાત્વિકો તેના નામથી જ દૂર નાસતા હતા. આ પ્રમાણેની એ દુષ્ટની દુષ્ટતા ભરી રાજનીતિથી દેવતાઓનો સમાજ દુઃખમાં ડુબી રહ્યો હતો અને તેથી તેમની શુદ્ધબુદ્ધ પણ તદ્દન ગુમ થઈ ગઈ હતી. આ પ્રમાણે ઘણા દિવસો વ્યતિત થયા પછી અસહ્ય દુઃખથી દુભાએલા મુનીવરો એક સ્થળે એકત્ર થયા અને સુરપતિ ઈંદ્રને વિનંતિ કરવા લાગ્યા.

## દેવોએ બ્રહ્માને કરેલી વિનંતિ.

આ પ્રમાણે મુનીવરો અને દેવતાઓની ઈંદ્રરાજને થએલી વિનંતિ કે "હે મહારાજ! હવે દુષ્ટના ત્રાસથી નથી રહેવાતું માટે તેના નાશનો કોઇ ઉપાય કરો તો સારૂં." આ પ્રમાણેની વિનંતિથી ઈંદ્રરાજે ઉત્તર આપતાં જણાવ્યું કે "હું તો સ્થાનભ્રષ્ટ થએલો તેનાથી હરાએલો શું કરી શકું? પરંતુ આપણે બધાં આપણાં ઇષ્ટ દેવ પ્રજાપતિ બ્રહ્મા પાસે જઇએ તો તેઓ આપણને કંઇક ઉપાય બતાવશે અને દુઃખમુક્ત કરશે." આ પ્રમાણે ઈંદ્રનું કહેવું સાંભળી સર્વેએ તે વાત પસંદ કરી અને તેઓ સર્વ બ્રહ્મપુરીમાં બ્રહ્મા પાસે

આવી લાગ્યા. બ્રહ્માજીએ સર્વને આદરમાન આપી આવવાનું કારણ પૂછતાં ઇંદ્રરાજ કહેવા લાગ્યા કે હે પિતામહ! ભંડારસુર નામનો એક દૈત્ય ઉત્પન્ન થયો છે તેણે સ્વર્ગ, મૃત્ય અને પાતાળ જીતી અમો દેવતાઓને દેવભૂમિથી નસાડી દારૂણ દુઃખમાં ધકેલ્યા છે. મારા ઇંદ્રાસન ઉપર બેસી હાલ તે ત્રિલોકનું રાજ્ય નિડરપણે ચલાવી રહેલો છે. તેનાં ત્રાસથી સકળ ભૂમંડળ કંપી રહ્યું છે. ધાર્મિક કાર્યો અને તપ, હોમ, યજ્ઞ વિગેરે કાર્યોનો લોપ થયો છે. અમો અમારા દેવી સુખથી ભ્રષ્ટ થઇ આઠે પહોર ઉદાસમાં જ અહીંતહીં ફરી દિવસો નિર્ગમન કરીએ છીએ. યોગીઓએ યોગ મુક્યો છે, તાપસીઓએ તપ મુક્યા છે. ત્રણ ભુવનમાં કોઇને પણ શાંતિ નથી. અસુરો તો આનંદથી લહેર કરે છે પણ અમો તો તેના નામથીએ ભયભીત થઇએ છીએ.” તો હે પિતા! આ દુષ્ટને હણવાનો અને અમોને અમારૂં સર્વસ્વ પ્રાપ્ત થાય એવો કોઈ ઉપાય બતાવો. આપનાં શિવાય અમો કોને શરણે જઇએ. આપ જ અમારી વહાર કરવાને સર્વ રીતે યોગ્ય છો.

દેવોનું આજીજી પુર્વક ઉપર પ્રમાણેનું કહેવું સાંભળી બ્રહ્માજી તેઓ પ્રતિ દયા ભરી દ્રષ્ટિએ કહેવા લાગ્યા કે “હે દેવો! તમારૂં કહેવું સર્વ સત્ય છે. હું પણ મારા યોગબળથી આ સઘળી બીનાથી વાકેફ છું. તમો આ બાબતમાં બીલકુલ ચિંતા કરશો નહિં. કારણ કે અધર્મ અને અન્યાયનો નાશ તો હંમેશાં નિર્માણ થએલોજ હોય છે. સૌ સૌનું નિમિત્ત એક બીજાને ખેંચી લાવે છે. આમાં પણ કંઇ ઇશ્વરી ગુહ્ય સંકેતજ રહેલો છે એમ માનજો. હું તમારા કરૂણ કથનોથી પ્રસન્ન થયો છું અને તમારૂં દુઃખ સત્વર દૂર થાય એમ

ઇચ્છું છું. હું તમોને જે ઉપાય બતાવું છું તેથી અવશ્ય તમારા મનવાંચ્છીત પૂર્ણ થશે. જો તમારે તમારૂં કાર્ય સિદ્ધ કરવું હોય તો શ્વેતગીરી ઉપર શ્વેતગઢમાં શ્વેતવર્ણધારી, શ્વેત વસ્ત્રોથી સજ્જએલી, શ્વેત રંગના આયુધોથી સજ્જએલી, શ્વેતરૂપાકાત્યાયનીનું સ્વરૂપ હાલ મહા તપશ્ચર્યા કરી રહેલ છે તેને શર્ણે જાઓ. તેની આરાધના કરો અને તેને અંતઃકરણની સ્તુતિથી પ્રસન્ન કરો. એ મહા પરાક્રમી શ્વેતરૂપાથીજ તમારૂં સર્વ સંકટ એક પળ માત્રમાં દૂર થશે એ નિઃશંક માનજો, કારણ કે ચાલુ સમયમાં તો એજ દેવી મહારાજાધિરાજ ગણાય છે. માટે તમો સર્વ સત્વર ત્યાંજ જાઓ."

## શ્વેતગીરી તરફ દેવોનું પ્રયાણ અને દેવીની સ્તુતિ.

બ્રહ્માજીનું ઉપર પ્રમાણે કહેવું સાંભળી સર્વ દેવો પોતાના મનમાં આનંદીત થયા અને પુનઃ બ્રહ્માજીને સાષ્ટાંગ દંડવત પ્રણામ કરી તેમની આજ્ઞા લઇ ઇંદ્ર રાજાના આશ્રય નીચે સર્વ દેવતાઓ શ્વેતગીરી તરફ ચાલ્યા. આનંદના ઉલ્લાસમાં લાંબો પંથ પણ ટુંકો થઇ જાય છે અને લાંબો સમય પણ અલ્પ જણાય છે તેમ આ દેવતાઓ જોતજોતામાં ગમ્મત કરતાં કરતાં શ્વેતગીરીની સુંદર એવી શ્વેત તળેટીમાં આવી પહોંચ્યા. તળેટીનીજ શોભા જોતાં દેવતાઓ દિંગમુંઢ બની ગયા. હૃદયના દુઃખોને ક્ષણભર તેઓ વિસરી ગયા અને હૃદયથી માનવા લાગ્યા કે પિતામહના કહેવા પ્રમાણે અવશ્ય આ દેવીથી જ તેઓનો ઉદ્ધાર થશે. વિચારોના આવા વાતાવરણમાં તેઓ શ્વેતગીરીના પગથીઆઓ ચઢતાં ચઢતાં અલ્પકાળમાં શ્વેતરવરૂપા દેવી સમિપ આવી પહોંચ્યાં. દેવીનું સુંદર છતાં શૌર્યવંતુ

ચંદ્રબિંબ સમાન વદન નિહાળીને દેવતાઓ બહુ ખુશ થયા. દેવીનું સ્વરૂપ એવું અદ્વિતિય તેઓને જણાયું કે આજ સુધી કોઈ પણ સ્વરૂપ આ પ્રમાણે તેઓના જોવામાં આવ્યું નહોતું. દેવી તો ઉગ્ર તપશ્ચર્યામાં પ્રવર્ત હતા. જેની નિમિષ માત્ર પણ દૃષ્ટિમાં ફેરફાર નહોતો. એકજ ચિત્તથી એકજ દૃષ્ટિથી જેઓ ધ્યાન ધરી રહ્યા હતા. પદ્માસન વાળ્યું હતું, હાથ સંપુટ હતાં. પણ રાગ, દ્વેષ, વગરનું શાંત સ્વરૂપ જણાતું હતું. આવી એ શ્વેતસ્વરૂપા દેવીની સન્મુખ સર્વ દેવો બે હાથ જોડી આવી ઉભા. ઇંદ્ર સહિત સર્વ દેવગણો ઘણા જ નમ્ર ભાવથી કાલાવાલા કરીને માતાજીને કહેવા લાગ્યા. "હે માતા! અમો દેવતાઓ, સ્વર્ગપુરથી ભ્રષ્ટ થએલા હાલ તારા સામે આવી ઉભા છીએ. અમો ઘણા સંકટમાં અત્યારે ઘેરાએલા છીએ. એક રાંકથી રાંક જેવી અમારી સ્થિતિ અત્યારે થઇ રહી છે. માટે અમો ગરિબનાં સામું હે દેવી એક જરાક તો આંખ ઉઘાડીને જુઓ." ભાવિક ભક્તોની માફક સકળ દેવતાઓ એક ચિત્તથી દેવીની સામે ઉપર પ્રમાણે બોલીને દેવીની સ્તુતિ કરવા લાગ્યા. 'હે માતા! તું તો આદ્ય સ્વરૂપ, શક્તિ છે. તેં તો અગાઉ પણ અનેકવાર અમારી સહાયતા કરી અમોને દુઃખમુક્ત કરવા તું શક્તિમાન થએલ છે. તું તો તેત્રીશ કોટીની તારણહાર છે. હે મહમાયા! અમારા અપરાધ સામું ન જો. અમારી સહાય કર, અમારી વ્હાર કર, અમોને અસહ્ય સંકટમાંથી છોડાવ. ભંડારસુર રાક્ષસનો ભય અમારા સકળ ગાત્રોને શિથિલ કરી નાખે છે. હે માતા! એ દુષ્ટ દાનવના ભયથી અમોને છોડ. અમારો છુટકારો કર. હે દેવી! તમોજ હૃદયમાં વિચાર કરી જુઓ. અમોને તમોએ ઘણી વખત સહાયતા કરેલી છે. હે

માતા, આ સમય પણ તુંજ અમોને ઉગારવા સમર્થ છે. તમારા સિવાય અમારો ઉદ્ધાર અન્ય કોઇથી થઇ શકે તેમ નથી. માટે હે દેવી! તમારા અપૂર્વ મહાત્મ્યને પણ અમારી સહાય કરીને વિશેષ મહીમાવાન બનાવો. વળી અમો સર્વ તમારી કૃપા અને દયાવડેજ પોષાઇ રહ્યા છીએ એ અમો સત્યપણેજ કહીએ છીએ. જ્યારે બીજાઓને દુઃખમુક્ત કરવાની અને મહાન બળીઆઓને હરાવવાની શક્તિ હોય છે ત્યારેજ સર્વ કોઈ નમતું આવે છે. એની જ ખરી શક્તિ હોય છે. બાકી તો પ્રતિમા રૂપે પુજાવામાં કાંઇ વિશેષ ગૌરવ નથી. હે માતા! તુંજ અત્યારે ગૌરવ પ્રધાન આદ્ય શક્તિ છે તેથી અમો તમારા શર્ણે આવ્યા છીએ. હવે અમો તને છોડીને બીજા કોને શર્ણે જઇએ? તુંજ અનુપમ પ્રભાવશાળી અને મોક્ષદાયીની છે."

## દેવીની પ્રસન્નતા.

ઉપર પ્રમાણે સકળ દેવોની સ્તુતિ સાંભળીને શ્વેતરૂપા બહુજ પ્રસન્ન થયા. ધ્યાનયુક્ત થઇને, પોતાની નિર્મળ છતાં સતેજ ચક્ષુઓ ઉઘાડીને દેવો સામે અમિદ્રષ્ટિ ફેંકતા દેવી બોલ્યાં કે "હે દેવો! તમારા કરૂણ કથનથી મને હૃદયમાં ઘણુંજ લાગી આવે છે. તમારી હાલની આ કંગાળ સ્થિતિ ગમે તેવા પત્થર હૃદયને પણ પીગળાવે તો હું તો દુઃખીઓનું સંરક્ષણ કરવાનેજ સર્જાએલી છું. મારા હૃદયમાં લાગણી થાય એમાં શું નવાઇ? તમો કહો છો તેજ સત્ય છે. ખરી મ્હોટાઈ અને ખરી શક્તિ વાતો કરવામાં કે શાંત બેસી રહેવામાં નથી. તે તો પારમાર્થીક કામોમાં અને દુઃખમાં ડુબેલાઓને દુઃખ મુક્ત કરવામાંજ રહે છે. તમો અત્યારથીજ માની લેજો કે હવે

તમે દુ:ખમુક્ત છે. એ અસુરને ભય હવે તમારે માથે બીલકુલ રહ્યો નથી. તમે સંતોષ પામી આનંદ પુર્વક તમારે સ્થાનકે જાઓ. એ અસુરનો હુંજ સંહાર કરીશ. ગમે તેટલો તે બળીઓ હશે તોપણ મારી અતુલ શક્તિ પાસે તેનું કશું ચાલવાનું નથી. એનો અધર્મતા ભરેલો રાજકારોબાર, અનીતિ ભરેલો ન્યાય અને પક્ષપાતી વહીવટ જ એના નાશનાં કારણો છે. હંમેશાં સત્ય, ધર્મ, દયા અને સદ્‌-કર્મમાંજ વિજય રહેલો છે. ભલે તે કદાચ અત્યારે ભુતકાળની અમોઘ સદ્‌શક્તિને બળે ત્રિલોકને વશ કરી ઇંદ્રાસન ઉપર રાજ્ય કરી રહ્યો છે પણ એનાંજ પાપે, પૂર્વ પૂણ્યનો ક્ષય થઇ એનાં પાપનાં પ્રલયનાં અગ્નિમાં એને વિના સંકોચે તેને ભસ્મિભુત થવુંજ પડશે. મોતને સ્વાધિન થવુંજ પડશે. અભિમાનજ મૃત્યુને નોતરે છે. એનું અભિમાનજ એનો વિનાશ કરાવશે. તમો નિડર થઇ ચિંતા મુક્ત થાઓ." દેવીનું આ પ્રમાણે વરદાન મેળવી દેવતાઓ પોતપોતાને સ્થાનકે જવા નીકળ્યા.

## વિનાશનું મૂળ,

આપણામાં સામાન્ય કહેવત છે કે "જર, જમીન અને જોરૂ એ ત્રણ કજીયાના છોરૂં." જ્યારે દાનવોનો અથવા પાપી મનુષ્યોનો નાશ કરવો હોય છે ત્યારે તેને જ ઉપર પ્રમાણેની ત્રણ વસ્તુઓની લાલચ વળગાડવી પડે છે. વળી વિના કારણે યુદ્ધ થઇ શકે નહિં. કારણ વગર કાર્ય થઇ શકે નહિ. ભંડાસુર અસુરનો વધ કરવાને પણ કારણ તો અવશ્ય હોવુંજ જોઇએ. આ પ્રમાણે શ્વેતરૂપા દેવીએ વિચાર કરી દેવોની દાઝથી ઉશ્કેરાએલા દેવીએ તેઓની બ્હાર કરવા

માટે પોતાની બુદ્ધિથી બાલાસ્વરૂપ ધારણ કર્યું. અને એ સ્વરૂપે કલહ પ્રિય નારદ મુનિના હૃદયમાં પ્રવેશ કર્યો. આમ થવાથી નારદજીના હૃદયમાં તુરતજ કુટિલતાએ વાસ કર્યો તેથી તેઓ વિચાર કરવા લાગ્યા કે હવે મારે કોઇ પણ સ્થળે કલહ કરાવવો જોઇએ. કારણ કે કલહ વગર તો મને શાંતિ વળવાની નથી એક બીજાના ઘરોમાં વિરૂદ્ધતા ઉત્પન્ન કરવી એતો મારૂં કામ છે. હાલ કયા સ્થળે વિગ્રહ ઉભો કરવો ઠીક છે એમ વિચારી ચારે તરફ દ્રષ્ટિ દોડાવી. સ્વર્ગ, મૃત્યુ અને પાતાળમાં તપાસી જોતાં એવું એક સ્થળ તુરતને માટે જણાયું નહિં. છેલ્લે બહુ વિચાર કરતાં ઇંદ્રાસન ઉપર ચઢી બેઠેલા ભંડારસુર દાનવ તરફ તેની દ્રષ્ટિ પહોંચી અને તેના નાશનો પાયો માંડવા તેનાંજ હૃદયમાં વિકાર ઉત્પન્ન કરવા નક્કી કર્યું. પવનવેગી નારદને ભ્રમણ કરતાં શી વાર? વિચાર ઉદ્‌ભવતાની સાથેજ નારદજી ઇંદ્રપુરીમાં આવી ભંડારસુરને ભુવન આવી ઉભા અને તેનું કંઇક પણ પાપ અધુરૂં હશે તે પૂર્ણ કરવા તેને જઇ મળ્યા. નારદજીને જોતાંજ ભંડારસુર આસન ઉપરથી ઉઠી ઉભો થયો. મુનીવરને પ્રણામ કર્યા. અર્ધ્ય પ્રદાન કરી, આસન આપી રૂષિને બેસાડયા. પોતે બે હાથ જોડી નારદની સામે ઉભો રહ્યો અને વિનંતિ કરવા લાગ્યો. " હે મુનિવર! આપ કૃપા કરી મારે આંગણે પધાર્યા એથી મને ધન્ય છે! આપ શા હેતુસર પધાર્યા છો તે મેહેરબાની કરીને જણાવો, આપની જે કાંઇ ઇચ્છા હશે તે હું પૂર્ણ કરીશ. કારણ કે આપ જાણતાજ હશો કે હું હાલ ઇંદ્રાસનનું રાજ્ય લઇ બેઠો છું. મારે કબજે ત્રણ લોકનું રાજ્ય છે. અત્યારે મારી બરાબરી કરી શકે એવો કોઇ પણ રહ્યો નથી. મારા ધનભંડાર જુઓ. કુબેરની જ

પદવી મારે અધિન હોય એવું આપ જોઇ શકશો. મારૂં ઐશ્વર્ય, મારો વૈભવ અત્યારે તો અપૂર્વજ છે. તેની હરિફાઇ કરવાને કોઇ પણ શક્તિવાન નથી. સકળ રિદ્ધિ, સિદ્ધિ અને અષ્ટ નિધિ મારે વશ વર્તે છે. હું જ મહારાજાધિરાજ તરીકે હાલ તો સ્વતંત્ર રાજ્ય-શાસન ભોગવી રહ્યો છું. મારી સાથે યુદ્ધ કરે એવો એક પણ શુર-વીર હું જોઇ શકતો નથી. માટે આપની જે ઇચ્છા હોય તે નિઃશંક હે મુનિવર આપ મને જાહેર કરો."

ભંડારસુરનું આ પ્રમાણે મગરૂબી અને ગૌરવભર્યું કહેવું સાંભ-ળીને નારદજી કહે છે–" હે પૂર્ણ ઐશ્વર્યશાળી ભંડારસુર ! તારૂં કહેવું સર્વ સત્ય છે પરંતુ જ્યાં સુધી શ્વેતરૂપા જેવી શ્વેતગીરીએ વસનારી સર્વાંગ સુન્દર ત્રિલોકને લોભાવનારી સ્ત્રી તારે ત્યાં નથી ત્યાંસુધી આ સર્વ અતુલ વૈભવ પણ નકામોજ છે. મતલબ કે એ સ્ત્રી વગર એ સર્વ મિથ્યા છે. કારણ કે જીંદગીનું ખરૂં સુખ તો પોતાની પરમપ્રિય અર્ધાંગનાજ છે. તેના વગરનું સર્વ સુખ ઉલટું મનને ક્લેશ કરાવનારૂંજ છે. જે સુંદર સ્ત્રીથી સેવાતો નથી તે ગમે તેટલો ઐશ્વર્યવંત હોય તોય કમભાગ્ય છે એમ જાણુ મારે તો અન્ય કોઈ પણ પ્રકારની ઇચ્છા નથી હુંતો તારાજ શ્રેયને માટે આટલું કહેવા આવ્યો છું." મુનિવર આ પ્રમાણે કહીને દુષ્ટ રાક્ષસના શક્તિભર્યા હૃદયમાં વિરહાગ્નીનો ભ્વાળા પ્રગટાવી અંતર્ધ્યાન થઇ ગયા. બસ થઇ રહ્યું. અસુર પોતાની સર્વ શુદ્ધિબુદ્ધિ વિસરી ગયો. એક ઉન્માદીની માફક ગર્જના કરી કૂદ્યો અને શ્વેતદેવીને મેળવવા શ્વેતગીરી તરફ રવાના થયો. નારદના હૃદયમાં પ્રવેશેલી શ્વેતની બાલા મૂર્તિએ અસુરના નિકંદનનું ઉપર પ્રમાણે કારણ ઉપસ્થિત કર્યું.

કામાંધ પુરૂષને બીલકુલ ભાન રહેતું નથી. તે છતી આંખે જોઇ શકતો નથી, છતાં કાને સાંભળી શકતો નથી, છતાં હૃદયે વિચારી શકતો નથી, છતી બુદ્ધિએ વિવેક મર્યાદા ભુલે છે તો પછી આ તો દૈત્યજ! કામ અને અભિમાનથી ભરપુર જ્ઞાની જ્ઞાન ભૂલે તો અજ્ઞાનીનું શું ગજું? કામાંધ બનેલો ભંડાસુર ગાંડાના માફક વિચરતો શ્વેતગીરી આવી પહોંચ્યો. પગથીઆ ચડી મુખ્ય શિખર ઉપર જતાં શ્વેતરૂપા દ્રષ્ટિએ પડયાં. શ્વેતરૂપાને જોતાંજ તે દુષ્ટ તેને વશ બની ગયો. પોતાના જીવનનું સર્વસ્વ તેનેજ જાણવા લાગ્યો. ભવિષ્યનો વિચાર તો ક્યારનોય ગુમાવી બેઠો હતો. એકદમ માજીની સમિપ આવી ઉભો.

## દેવીના સ્વરૂપમાં મુગ્ધ બનેલો અસુર.

મુરખ ભાંડાસુર કેટલીએ વાર સુધી તો દેવીના સન્મુખ જોઇ રહ્યો. પગના નખથી તે માથાની શિખા સુધી તમામ શરીર પ્રદેશમાં તે જોઇ વળ્યો જેમ જેમ માતાનું અકેકું અંગ જોતો જાય તેમ તેમ તેમાં વધારે અને વધારે મુગ્ધ બનતો જાય. દેવી પણ આ સમયે નવ યૌવન સ્વરૂપ ધરી રહ્યાં હતાં. યુવાવસ્થાની સર્વ કળાવંત ભર યૌવન અવસ્થા જોતાં અસુર તો દિંગમુઢજ બની ગયો હતો. આખરે દૈત્ય દેવીને કહેવા લાગ્યો કે "હે સુંદરી! તારી જાત કોણ છે? તું અહીં કેમ નિવાસ કરી રહી છે? તું પરણી છે કે કુંવારી કન્યા છે? હું હારૂં સર્વાંગ સુન્દર શરીર અવલોકી અતિ આતુર બન્યો છું કે હે સ્ત્રી! હુંજ તારા લાયક વર છું. માટે તું મને વર. મારે ગ્હેલો ચાલ હું સાધારણ નથી પણ ત્રણ ભુવનનો પતિ ભંડાસુર છું. દેવો

તો મારા નામથીજ ભયભીત થાય છે. આવો બળીઓ પતિ મેળ-વવા માટે હે સુભગા તું વિધાતાને ધન્યવાદ આપ! આથી તારો ભાગ્યોદય કઇ રીતે અધિક હોઇ શકે? વળી હું પણ તારેજ વશ રહીશ તારી કોઇ પણ આજ્ઞાનું ઉલંઘન નહિં કરૂં. મારી પ્રીતિ અને મન હંમેશાં તારામાંજ રહેશે. તું કોઇ પણ પ્રકારની બીતી રાખીશ નહિં. કારણ કે તેં મારૂં અંતર ચોરી લીધું છે. હું તારા રૂપમાં મુગ્ધ બન્યો છું. કેમકે તારા જેવી નારી મેં ત્રિલોકમાં પણ જોઇ નથી તારામાં અને મારામાં હું લેશ પણ અંતર જોઇ શકતો નથી. મારૂં હૃદય તુંમયજ બની રહ્યું છે. માટે ચાલ ઉઠ! મારા સ્વર્ગિય ભુવનને પાવન કર. મારા અંતરાત્માને શાંતિ આપ."

અસુરનું આ પ્રમાણે કહેવું સાંભળીને શ્વેતરૂપા દેવી કહે છે કે "હે શુરવીર! તું ગમે તેટલો મુગ્ધ બન્યો હોય ઐશ્વર્યશાળી હો તો પણ મને મેળવી શકવા સ્મર્થ નથી. હું એમને એમ કોઇ પણ પતિ પસંદ કરવાની નથી કારણ કે મારી પ્રતિજ્ઞા છે કે જે કોઇ મારી સાથે યુદ્ધ કરી મને જીતે તેજ મારો પતિ થાય હું પણ તેવાનેજ પ્રેમથી પતિ તરીકે સ્વિકારૂં. માટે જો તારી એવીજ ઇચ્છા હોય તો બેશક મારી સંગાથે યુદ્ધ કર અને મને જીત. આ સિવાય તારી મુરાદ બર આવવાની નથી." અસુર કહે છે– "હે સુર સુન્દરી! આતે તારી પ્રતિજ્ઞા કેવી? અબળાઓ સાથે યુદ્ધ કરવું એ શું અમો શુરવીરોનો ધર્મ છે, એવો કોઇ પણ સાચો શુરવીર સ્ત્રી સંગાથે યુદ્ધ કરવા તૈયાર થતો નથી તો આવી ઘેલછા ભરી પ્રતિજ્ઞા ત્યાગી દે અને મારૂં કહ્યું માન મારી પટરાણી થા મારી અખૂટ શક્તિ સામે ત્રણ ભુવનો પણ ત્રાસી રહ્યા છે તો તું અબળા કોણ વિસાતમાં છે!

પરંતુ તને યુદ્ધ કરી જીતી પતિ બનાવવી એ મને શરમ ભર્યું લાગે છે. ગમે તેવી સુરવીર હોય તો પણ તું સ્ત્રીજ છે. સ્ત્રીઓની બુદ્ધિ પાનીએ હોય એ કહેવત જુઠી નથી. આજ તેં આવી પ્રતિજ્ઞાથી તે મને સિદ્ધ કરી બતાવી છે. હવે તું તારી હઠ છોડી દે." દેવી કહેછે. " શામાટે ખાલી જીદ કરે છે મારી પ્રતિજ્ઞા સત્યજ છે. જે મને જીતે તેનેજ હું જાઉં. તું જીતશે તો તારે ત્યાં આવીશ નહીં તો તને પણ ખાઇ જઇશ. ખાલી બકવાદ કરવાથી કાંઇ પણ વળવાનું નથી માટે ઇચ્છા હોય તો ચાલ મારી સંગાથે યુદ્ધ કરવા તૈયાર થા." આ છેવટના શબ્દો સાંભળીને અસુર તાડુકી ઉઠયો બોલ્યો કે હે સ્ત્રી! તારૂં ભાગ્યજ ફર્યું છે. કારણકે આવી પ્રતિજ્ઞાથી તારૂં મૃત્યુ તેં તારા તારા હાથેજ માગી લીધું છે. મેં તને સમજાવવામાં કચાસ રાખી પણ આખર સ્ત્રી તે સ્ત્રીજ ! તારી હઠજ તારા સૌભાગ્યને હરકત કરતા નીવડશે હવે તો મારે તારા ગાત્ર ભંગ કરવા સિવાય છુટકો નથી.

## યુદ્ધ.

ઉપર પ્રમાણે અસુરે, શ્વેતરૂપાને કહી ક્રોધથી ગર્જના કરી. આકાશમાં ઉછળ્યો, કુદકો માર્યો, અને દેવીની સન્મિપ-દેવીની પાસે આવી લાગ્યો. દેવીએ કહ્યું કે "હે મુર્ખ ! જરા વાર થોભ. મને મધુપાન કરી ત્રપ્ત થવા દે. પછી હું તને બતાવું છું કે મારૂં પરાક્રમ કેવું છે? હું તારૂં સન્માન કેવા પ્રકારે કરૂં છું તે પણ તું જો. અધિરો ન થા. આજ તારા બળની કસોટી થવાની છે. તું ત્રિભુવન જીતી મહાકાય છે. પણ જ્યાં સુધી મને જીતી

નથી ત્યાં સુધી તારૂં ગૌરવ નિસ્તેજ છે" આ પ્રમાણે કહી દેવીએ સુધા પાન કર્યું, હાથમાં આયુધ ધર્યાં અને અસુર સંગાથે યુદ્ધ કરવાને એક રણસુર કાળીકા બની આગળ આવ્યા. પ્રથમ ગદાયુદ્ધની શરૂઆત કરી સામસામી ગદાઓના પ્રહારો થવા લાગ્યા જે ચતુરાઇ વાપરી સામાની નજર ચુકાવી દૂર ખસે તે ગદાના ઘાથી બચી જાય. આ કાર્યમાં દેવીની વિચિક્ષણતા વખાણને પાત્ર હતી. જ્યારે દૈત્ય વારંવાર માતાજીના ગદા પ્રહારથી પીડાતો હતો. ગદા પછી મુશળના પ્રહારો થવા લાગ્યા, આ મુશળધારા પાણીની ધારા માફક માતાજી દૈત્ય ઉપર ચલાવી રહ્યા. દૈત્ય જો કે ઘણો બળવાન અને શુરવીર તથા હોંશિઆર હતો, રણ કુશળ હતો છતાં માતાજીની હરિફાઇમાં તેને માર ખાવા સિવાય છુટકો નહોતો. આ ઉપરા ઉપરી પડતા મારથી દૈત્યને પોતાનું સ્થાનક છોડવું પડયું. દેવી પણ તેની પાછળ પડયા. દેત આડો અવળો ફરતો તો પણ દેવી તેની સન્મુખ જઇ મુશળનો માર ચાલુ રાખતા. આવા દારૂણ યુદ્ધના પ્રભાવથી ધરણી ધ્રુજવા લાગી, ગગન મંડળ મેઘથી છવાયુ. ચતુરદિશામાં હાહાકાર વરતી રહ્યો. ચારે તરફ ભયની નિશાનીઓ જણાવા લાગી. પાતાળમાં પણ શેષનાગ પોતાની પદવીથી સ્થિરતાથી સળકવા લાગ્યા. અને શેષનાગના સળકવાની સાથે ભૂમંડળ ડોલવા લાગ્યું. માતાજી તો ગદા અને મુશળ પ્રહારથી દૈત્યની સાથે યુદ્ધજ કરી રહ્યા હતા આ યુદ્ધ એવું જામ્યું કે ન ભુતો ન ભવિષ્યતી ! દેવતાઓએ કોઇ દીવસ જોએલું નહિ. પગરજ એટલી બધી ઉડેલી કે જમીન પણ વગર ખેડે ખેડાણ થઇ ગઇ તેમજ પગરજના ઉડવાથી જગત પ્રકાશિત સુર્યદેવ પણ છવાઇ ગયા અને સર્વત્ર ધોળે દિવસે અંધકાર વ્યાપ્યો

હોય એવો ભાસ થવા લાગ્યો. આખર મહા ભયંકર પરાક્રમી છતાં ભંડારસુર શ્વેતરૂપાના ગદા સુશળના પ્રહારથી થાકયો અને વિચારવા લાગ્યો કે ' આતે અબળા છે કે પ્રબળા છે ? એક સુંદર નાજુક બદનની સુકુમાર બાળા જેવી સુન્દરી છતા મહાન યોદ્ધાઓને હંફાવે એવું એવું યુદ્ધકૌશલ્ય મારા મનને અચંબો પમાડે છે ! આ કામિનિ તોકેમ જાણે મારા કાળ રૂપેજ હોય એવું મને લાગે છે ! તેને આવી રીતે તો હંફાવી શકાશે નહિ કારણ કે આ બાળાનું બળ કળી શકાતું નથી માટે મલ યુદ્ધ કરૂં તો તેમાં કોઇ પણ યુક્તિએ અવશ્ય હું ફાવીશ એમાં સંશય નથી.'' આવા દુરવિચારથી તેણે મલયુદ્ધની શરૂઆત કરી મલયુદ્ધમાં સામાન્ય રીતેજ એક બીજાના અંગોનો સ્પર્શ થાય છે. પરસ્પર મળી ભેટી શકાશે એ સિવાય તો મળવું મુશ્કેલ છે ! કામીનીના ગદા અને મુશળ તો ગાત્રને શીથીલ કરનારા કારીગ્રા જેવા નીવડતા હતા. તુરતજ દૈત્યે ગદા, મુશળ ફેંકી દીધા. એકદમ દેવીની સામે દોડી જઇ તેના બે હાથ ઝાલ્યા. દૈત્યની આવી દુષ્ટ વલણુથી દેવી કોપાયમાન થયા પરંતુ અણધાર્યા આવા વર્તાવથી દેવી સજ થાય છે એટલામાં તો ભંડારસુરે દેવીના ઝાલેલા કરો છોડી દીધા અને એકદમ દેવીને બાથમાં લીધા. પોતાના બે હાથોની વચ્ચે દેવીને આ રીતે સપડાવી દુષ્ટાત્મા વિચારવા લાગ્યો કે " હવે તેના શા ભાર છે ? તે મારા પંઝામાં સપડાઈ છે એટલે હવે મારે અહિં થોભવું વ્યાજબી નથી; મારે મહેલે ઇંદ્રાપુર જાઉં તો મારી સર્વ ઇચ્છા હવે બર આવવામાં હરકત નથી.'' આવી રીતે વિચાર ઉદ્ભવતાની સાથેજ તેણે દેવીને બાથમાં ઘાલેલા છે એજ સ્થિતિમાં ચરણુ ઉંપાડી રણુરથળને ત્યાગી આગળ કૂદ્યો અને અમરાપુર તરફ

પ્રયાણ કર્યું. દૈત્ય આકાશમાં ઉડયો અને સડસડાટ પવનવેગે ચાલવા માંડયું આ વખતે તે દુરાત્માને એવો વિચાર ન આવ્યો કે તેનું આ પગલું તેના મૃત્યુને નોતરી રહ્યું હતું! જે અબળારૂપ દેવીને તેણે બાથમાં ઘાલ્યા હતા તેજ પ્રબળા રૂપે તેનો નાશ કરનાર છે. આવા વિચાર દૈત્યને ન આવે એ સ્વભાવિક છે. જો મુર્ખાઓને આવા વિચારો આવે તો પછી તેઓનો નાશ કેવી રીતે થઇ શકે. ભંડારસુરનો નાશ કરવા માટે તો આ પ્રેરણા થએલી હતી. દેવી જો કે અણધાર્યા અસુરની બાથમાં સપડાયા હતા તોપણ તેમાંજ તેનો વિનાશ જોઇ રહ્યા હતા. આકાશમાં ઉડતાં ઉડતાં અસુરની બાથમાં સપડાયા છતાં તેણે વિચારી લીધું કે " હવે આ દુરાત્માનું મોત મારા હાથમાં આવી ગયું છે. કારણ કે એ માયાવી દૈત્યને અહીં મારવો યોગ્ય નહોતો. જ્યાં તેનો મૃત્યુકાળ જે ભૂમિ ઉપર નિર્માએલ છે ત્યાંજ અનાયાસે એ લઇ જવા પ્રરાયો છે એ પણ દેવતાઓના લાભનીજ વાત છે. હવે તો મારે મારા બળથી તેને પૂર્વ દિશા તરફ લઇ જવો જોઇએ." આમ વિચારીને બાથમાં રહ્યા છતાં દેવીએ પોતાના અતુલ બળથી દૈત્યના પવન વેગની ગતિ બદલી. પૂર્વ દિશા તરફ દૈત્ય, દેવી સહિત ધસડાતો ચાલ્યો. તેની મુળ ગતિ વધી અને પાણીના પુરની પેઠે તે નહિં ધારેલી એવી જગા તરફ પવનના વેગની સાથે તણાયો. આ રીતે ગતિમાં આગળ ચાલતાં ગૌરવવંતી ગુજરાત ભૂમિમાં તે આવી લાગ્યા. કે જે ભૂમિ સ્વર્ગિય ગણાયલા ભારત વર્ષના સુંદર બગીચા સમાન પોતાની પ્રસંશા ભૂમંડળમાં પસરાવી રહેલ છે. જે દેશમાં પ્રભાવશાળી કંદર્પ સમાન સૌંદર્યશાળી મહાપ્રતાપી નળ રાજાએ રાજ્ય કર્યું છે ત્યાં અમદાવાદથી

પૂર્વમાં આશરે ત્રણ માઇલ ઉપર આવેલા નરોડા નામે ગામમાં કે જે જમીન આ દુષ્ટના મૃત્યુ માટે વિધિ નિર્મિત થએલી હતી ત્યાં આવી પહોંચતાંજ દેવીએ બગલમાં હોવા છતાં એવું બળ કર્યું કે એક આંચકાની સાથે દૈત્યના બાહુબંધ ઢીલા થઇ ગયા. તુરતજ દેવી બાથમાંથી નીકળી દૈત્યની સમિપ ઉભા થઇ ટકોર કરી બોલ્યા કે "હે દુષ્ટ! અબળા સાથે યુદ્ધ કરતાં આવો અનીતિભર્યો વર્તાવ કરતાં તને જરાય શરમ ન આવી? પણ તું હવે નક્કી માન કે એજ તારી અનીતિ તારો નાશ કરવાને તને અહીં લાવેલ છે. હવે તારા આયુષ્યની જે કાંઇ થોડી ક્ષણો બાકી છે તેમાં તારે જેટલું અભિમાન કરવું હોય તેટલું કરી લે. હવે તો હું તને હમણાંજ ઠાર કરૂં છું." આ પ્રમાણે દેવીનું કથન સાંભળી, વિમાસણમાં પડેલો દૈત્ય ઉગ્ર ક્રોધ કરી દેવીની સાથે પુનઃ યુદ્ધ કરવા લાગ્યો. મોટી ગર્જનાઓ કરી દેવીની સામે ધસ્યો અને બોલ્યો કે 'હે સુંદરી તું વાણીથી મને વશ નહિં કરી શકે. ચૌદ ચોકડીનું રાજ્ય મારે કબજે છે, ઇંદ્ર જેવા દેવપતિને મેં મારી હઠાવ્યો છે તો તારા શા ભાર છે? નાહક મુખથી વખાણ શા સારૂ કરે છે!" આ પ્રમાણે બોલતાં ભવાની અને ભંડારસુર એવું દારૂણ યુદ્ધ કરવા લાગ્યા કે વિમાનોમાં ચઢી યુદ્ધ જોવા ગગનમંડળમાં એકત્ર થએલ દેવ, દેવીઓ, ગાંધર્વો, કિન્નરો, સિદ્ધ પુરૂષો વિગેરે ભયથી કંપવા લાગ્યા તથા ભવિષ્યમાં શું થશે તેની વિમાસણમાં પડયા. કેટલોક સમય આ પ્રમાણે પ્રભાવશીળ યુદ્ધ ચાલુ રહ્યા બાદ દેવીએ વિચાર્યું કે "હવે ઝાઝી રમત કરવી યોગ્ય નથી તેમ આવા દુષ્ટોનો વંશ વધારવો એ પણ યોગ્ય નથી. નાહક જગતને ત્રાસ આપવા કરતાં તેનો વેળાસર નાશ કરવો

એજ ઉત્તમ છે. આથી દેવીએ દૈત્યને હાકલ કરી કે દુષ્ટ! હવે તારૂં પળમાત્રમાં આવી બન્યું છે. તારે તારા સહાયક-ઇષ્ટ મિત્ર-દેવને યાદ કરવો હોય તો કરી લે અને મૃત્યુ રૂપી કાળને આધિન થવા તૈયાર થા. જો આટલીજ વાર તારા મોતને માટે બાકી છે." એમ કહી કરકમળમાં ત્રિશુળ ધારણ કર્યું અને એક ઠેકડાની સાથે દૈત્યથી થોડે દૂર જઇ સમિપ આવી એવા જોરથી એ કાળ ત્રિશુળ ફેંકયું કે આબાદરીતે તે ત્રિશુળ અનેક પ્રકારની ચાતુરી દાખવવા છતાં દૈત્યની છાતીમાં વાગ્યું અને આરપાર નીકળી ગયું. ત્રિશુળ વાગતાંની સાથે દૈત્ય ચિત્તથી ચલાયમાન થયો અને તેનું ચિત્ત ચાકની માફક ચકડોળે ચઢ્યું. તે પોતાના ગાત્રોથી ભંગ થવાની સાથે ગતિભંગ પણ થયો છતાંએ પોતાના પ્રબળ પરાક્રમથી બુઝાતો દિવો જેમ છેલ્લો પ્રકાશ ફેંકે છે તેમ છલંગ મારી ઉભો થયો. મહાન ગર્જના કરી દેવીને હાક મારી અને દેવી સામે હાથમાં ગદા ધારણ કરીને દોડયો. સમયસુચકતા વાપરી દેવીએ દૈત્યની ચોટ ચુકાવી હાથમાં ધનુષ્ય ધારણ કર્યું તથા તેની પણછ ઠેઠ કર્ણ સુધી તાણી અસુરના શીરનું સંધાન કરી કાળાસ્ત્ર નામનું કાળસ્વરૂપ બાણુ મૂકયું કે જે બાણ કોઇ કાળે પણ પાછું ફરેજ નહિં. આ બાણ છુટયું તેવુંજ ભંડારસુરના મસ્તકમાં વાગ્યું અને તે વાગવાની સાથેજ દૈત્ય ધરણી ઉપર ઢળી પડયો. ઢળતાની સાથેજ તેનાં પ્રાણ તેના પંચભુત દેહને છોડી તત્કાળ ચાલી ગયા. મહાન પરાક્રમી આદ્ય સ્વરૂપા શક્તિસ્વરૂપ શ્વેતરૂપાના હાથથી મૃત્યુ થવાથી ભંડારસુરની ઉત્પત્તિ અને અંત બંને પણ સફળ થયા. કારણ કે મહાપુરૂષોને હાથે મૃત્યુ થવું એ પણ સદ્દગતિ સમાનજ છે. માતાજીએ તે દૈત્યને મારીને તેને નિર્વાણપદ-મોક્ષ આપ્યું. પૂર્વે

અને પ્રાચીન સમયથી કર્મ બંધનોથી નાના વિધ જન્મોથી જે કાંઇ કર્મ બંધન બંધાતા હતા અને તે અન્વયે જન્મો ધારણ કરવા પડતા હતા તે સર્વ બંધનો માજીએ દૂર કર્યાં અને કર્મ બંધનથી છૂટેલો આ દૈત્ય બ્રહ્મપણાને પામી શક્તિમાં શક્તિરૂપે મળી ગયો.

## દેવોએ કરેલું દેવીનું પુજન.

આ રીતે મહેશ્વરી મહમાયાએ પોતાનું પૂર્ણ બળ એ સમયે વાપરીને ત્રિલોકને હંફાવનાર-સતાવનાર અને દુઃખ દેનાર મહાન બળીઆ ભંડાસુરને માર્યો અને તે દુષ્ટના આત્માને મોક્ષ આપી પોતાનો યશ પણ સર્વત્ર ફેલાવ્યો. આથી માતાજી પણ પોતાના મનમાં પ્રસન્ન થયા અને દેવોને આપેલા અભય વચન પ્રમાણે ભય રહિત બનાવી રાજી થયા. જે સરોવર ઉપર તે દુષ્ટનો મોક્ષ કર્યો તેજ સ્થાન ઉપર એ દેવીએ કૃપા કરી કાયમને માટે પોતાનો નિવાસ કર્યો, આ સમયે દેવના દુંદુંભીઓ ભિન્ન ભિન્ન અવાજે વાગવા લાગ્યા. વિમાનમાંથી દેવોએ પુષ્પની વૃષ્ટિ દેવી ઉપર શરૂ કરી. સર્વ દેવો જમીનપર આવી દેવીને સાષ્ટાંગ પ્રણામ કરી સુગંધી ચંદન, સુવાસિત પુષ્પમાળા ધારણ કરાવી સ્નેહ પૂર્વક નેણોથી દેવીને વારંવાર નિહાળતાં આનંદમગ્ન બન્યા. સર્વ કોઇ પોતપોતાને મનગમતી નાનાવિધ પુજાની સામગ્રી લઇને દેવીની પુજા કરવા દેવી સમિપ જવાને પ્રવર્ત બન્યા. કોઇ આનંદના ઉલ્લાસમાં મધુર સ્વરેથી એ ધનુષ્યધારી દેવીની સ્તુતિ કરવા લાગ્યા. સૌંદર્યવંતી અમસંગનાઓ પણ નાના પ્રકારના સુંદર વસ્ત્રાભુષણ ધારણ કરીને આનંદ પૂર્વક દેવીના વધામણાં લેવાને દેવીની પાસે ધનુષ્યધારી દેવીના દર-

બારમાં આવવા લાગી. એ તપધારી બાળાઓ આનંદ પુર્વક એ રીતે ધનુષ્યધારી દેવીને પ્રસન્ન કરવા લાગી. આ અમરાંગનાઓએ એવા સુંદર શણગારો સજ્યાં કે તેનું વર્ણન કરવું અશક્ય છે. કાળું કાજળ આંખમાં આંજી લલાટની અંદર લાંબી પહોળી બન્યાકૃતિવાળી કુંકુમની પિચળો કરી હતી. જોતાં મનમુગ્ધ બનાવે એવા ઉચા કિંમતના અંબરો શરીરપર ધારણ કર્યા હતાં, વળી મુખમાં બધાંએ સુવાસિત તંબોળ ધારણ કીધા ઉપરાંત ચકચકિત મુક્તામાળાઓથી ભરેલાં ચાંદીના થાળો કરકમળમાં લઇ એક સાથે ટોળે મળીને કેટલીક દેવાંગનાઓ પછી અપાન સરોવરની પાળ ઉપર આવી. વળી નાનાવિધ મિષ્ટાન્ન ભોજનો બનાવી, સ્થળ સ્થળના પવિત્ર પાણીઓની ઝારી ભરી માતાજી આગળ આવી ધરાવવામાં આવ્યા. સોનાની ગાગરો ઉપર એકેકું શ્રીફળ મૂકી એ ગાગરોને પોતાના શીર ઉપર મોતી ભરેલ ઈંઢોણી ઉપર રાખી મદમાતી ચાલે કેટલીક ચતુરાઓ ચંચળ કટાક્ષોથી મનહરતી પુનિત પ્રેમદા સમાન ત્યાં આવી ઉભી રહી. આનંદના આવેગમાં માના વધામણાનાં પ્રસંશનિય ગીતો વાઘંસહ સુંદર સુરાલાપથી ફરને ટોળે ગાઈ માતાજીની યશમાળાને દિગંતમાં પ્રસરાવવા લાગી. સારાં એવાં ભેર ભુંગળો વાગવા લાગ્યા. પંચ શબ્દ વાજીંત્રો સુરમાં સુર મીલાવી આનંદનો અવધિ દર્શાવતાં હતાં. વિચિત્ર એવી વીણાનો નાદ પણ થઈ રહ્યો હતો. જેનાં એકત્ર ગંભીર છતાં કર્ણ પ્રિય મૃદુ અવાજે સંગીતપ્રિય હરણ અને સર્પોના પણ હદયો ડોલાવી સ્થંભાવી રહ્યા હતા. માજીની આગળ અપ્સરાઓ નાટારંભ કરી રહી હતી. કિન્નર અને ગાંધર્વો હાવભાવ સાથે નૃત્ય કરી રહ્યા હતા. એવા સમયમાં હાથમાં

ધનુષ્ય ધારેલું છે એવા સુરપતિ રાજન ઇંદ્ર, સુરગણોથી શોભિતા ત્યાં આગળ માજીના દરબારમાં આવી પહોંચ્યાં. સર્વેથી આગળ મોખરે ઇંદ્રરાજ ચાલતા હતા તેની પછવાડે બીજા દેવતાઓ હતા તેની પાછળ દેવાંગનાઓ અને ઇંદ્રાણી હતાં. આ સર્વે નરોડાની ભાગોળે આવી ઉપર પ્રમાણેના સરઘસના આકારમાં આનંદીત મુખડે જે સરોવરની પાળ પર શ્વેતરૂપા દેવીએ ભંડારસુર અસુરનો વધ કરી તેને મુક્તિ આપી આસન કર્યું હતું ત્યાં આવ્યાં. સર્વેકોઇ સન્મુખ આવી કરજોડીને ઉભા રહ્યા. પછી ઇંદ્ર તથા ઇંદ્રાણી સહિત સર્વે દેવગણોએ અતિ પ્રેમપુર્વક માજીના ચરણમાં મસ્તક નમાવી પ્રણામ કર્યાં. તે બાદ ભાવપુર્વક ભવાનિને સર્વેએ અંતરથી નિહાળ્યા. હૃદયમાં બહુજ સંતુષ્ટ થયા. ત્યારબાદ શાસ્ત્રવિધિ પ્રમાણે પુજાનો આરંભ કરતાં મોતી ભરેલાં થાળે માજીને નજરાણો કરી હર્ષભેર વધાવવામાં આવ્યાં. એ પછી ઇંદ્રે પ્રથમ માતાજીના પદકમળને સુગંધી પાણીથી પખાળ્યા. ઇંદ્રિ પછી ઇંદ્રાણી અને તે બાદ ક્રમસર સર્વે દેવતાઓ અને દેવીઓએ માતાજીના પગનું પ્રક્ષાલન કર્યું. પરાપૂર્વનો પુજન વિધિનો જે ચાલ ચાલતો હતો તે પ્રમાણે પ્રક્ષાલન કરી ચંદન, અત્તર કસ્તુરી, બરાસ, કેસર વિગેરે સુગંધી દ્રવ્યોના લેપન કરવામાં આવ્યા. કુંકુંમ અને અક્ષતથી વધાવવામાં આવ્યાં. પારિજાતક, ગુલાબ, બકુલ, બોરસળી વિગેરે દેવપુષ્પો અને દેવપુષ્પની માળાઓ ધરાવવામાં આવી, આવી સુંદર પુષ્પ-માળાઓથી માજીનો કંઠ લચી અને શોભી રહ્યો હતો, તથા સુગંધી દ્રવ્યોથી ચારે દિશાઓ બહેક બહેક થઇ રહી હતી. શીર ઉપરની સોનાની ગાગરો કેડમાં લઇ તેના ઉપરના શ્રીફળો અને સોપારીઓ

માજીના પગ આગળ ધરવામાં આવ્યાં. ધુપ, દીપ પ્રગટાવવામાં આવ્યા. આ રીતે શૃંગાર સમયની પુજા-આરતી કરીને માજીના ચંદ્રવદન મુખડા સામું સૌકોઈ એક દૃષ્ટીએ જોઈ રહ્યા. માજીની શક્તિ, માજીની ઉદારતા અને સુંદર શૌર્ય ભર્યું મનમોહક શરીર નિહાળી સર્વેકોઈ માજીના અથાગ બળથી તેને બલિહારવા લાગ્યા. એ બાદ માજીને ભોગ ધરવામાં આવ્યો. નાના પ્રકારના બનાવેલા મિષ્ટાન્નો, કઢેલા દુધ અને પાનસોપારી વિગેરે સુખવાસ ધરવામાં આવી કનકની ઝારીઓ નિર્મળ જળથી ભરી ત્યાં મુકવામાં આવી. આડો અંતરપટ રાખી માજીને પ્રેમથી સૌએ જમાડવા લાગ્યા. જુદી જુદી ગાથાઓમાં માજીનાં ગુણગાન ગવાવા લાગ્યા વળી એમ પણ બોલવા લાગ્યા કે "હે આઇ ! અમો દિન ઉપર કૃપા કરીને આ અમૃતમય ભોજનો આનંદથી પ્રાસન કરો. હે માતા ! તુંજ આ ચૌદ ભુવનની અધિષ્ઠાત્રી માતા છે. આ ભોજનો બધાં રસમયાં છે અને તે તમો કૃપા કરી આરોગી અમોને કૃતાર્થ કરો. માજીએ દેવો અને દેવાંગનાઓની વિનંતિને માન આપી થાળમાં પીરસી પોતાની સન્મુખ ધરાવેલા વિવિધ પ્રકારનાં સુવાસીત ભોજનો પ્રેમપુર્વક આરોગ્યા. આ સમયે અમર અને અમરાંગનાઓ માજીને સુશોભીત પંખાથી વા નાખી ભક્તિનો અનેરો લ્હાવો લઇ રહ્યા હતા. માજીએ ભોજન કર્યા બાદ કનકની ઝારીઓમાંના સુગંધીદાર પાણીથી પ્રક્ષાલન કર્યું; હાથ ધોયા. તેમજ પાન, સોપારી, એલાયચી, લવીંગ, વરીઆળી આદિ સુખવાસો પણ લીધા. તે પછી સર્વેએ મળી ભોજન આરતી-પંચ આરતી ઉતારી. અક્ષત અને પુષ્પો લઇ મંત્રપુષ્પાંજલીના મંત્રોચ્ચારી સર્વેએ માજીને વધાવ્યા. અમરાંગનાઓ તો વારે-

વારે માતાજીના મુખકમળને નિહાળી ઓવારણાઓ લઈ તન, મનથી વારતી હતી. એટલું જ નહિં પરંતુ સુંદર અવાજે કહેતી હતી કે "હે માજી ! તમોએ જ હાથમાં ધનુષ્ય ધારણ કરી અમારી વિનંતી સાંભળી અમારે વહારે ધાઇ અમોને દુઃખમુક્ત કર્યાં છે. ભંડારસુર જેવા મહા પ્રતાપી બળીઆ દૈત્યને તમો સિવાય અન્ય કોઇ હણુવાને શકિતવાન નહોતું. હે મહાશક્તિસ્વરૂપ શ્વેતરૂપા-ધનુષ્યધારી તમે જ તેને વિદારી જગતજનુની તરીકે અમો બાળકોનું સંરક્ષણ કર્યું છે. ખરૂં કહીએ તો તમોએ જ અમોને તથા જગતવાસીઓને પુનઃ જીવતદાન આપ્યું છે એમ કહીએ તો અતિશયોક્તિ નથી. તમારી શકિતના પ્રભાવ વગર એ દુષ્ટ હણાવો મુસ્કેલ હતો. તમો ખરેખર ત્રિપુરેશ્વરી તથા જગતારિણી મહંમાયા છો. પતિતોને પાવન કરનારી, અધમોને ઉદ્ધારનારી, ભક્તોની ભીડ હરનારી હે માતા તમો જ આ સમયે તો સાક્ષાત જગદંબા સ્વરૂપ છો. અમો અજ્ઞાની તમો બ્રહ્મરૂપિણી દેવીની સ્તુતિ કેવી રીતે કરી શકીએ ? તમારા અદ્વિતિય સ્વરૂપની પિછાણ કેવી રીતે કરી શકીએ ? તમારી અકળકળા કેવી રીતે કળી શકીએ ? અમો તો દિન અતિ દિન છીએ. તુંજ ખરેખર અમોને ઉદ્ધારનારી છે."

## નરોડામાં ધનુષ્યધારીની સ્થાપના.

ઉપર પ્રમાણે માતાજીની સ્તુતિ પૂર્ણ ભક્તિ સાથે કરવા પછી સકળ દેવ અને દેવીઓએ મળીને એ સ્થળની નામના અમર કરવા સારૂ નગરાજાના એ રાજ્યાસન નરોડા ગામે તળાવ ઉપર માતાજીની સ્થાપના કરી હતી. હાથમાં ધનુષ્ય ધારણ કરેલું છે એવી એ

ધનુષ્યધારી દેવીને ત્યાં પધરાવવામાં આવી વિધિસર સ્થાપન કર્યું. આનંદ પૂર્વક ઉત્સવ ઉજવ્યો અને પુનઃ પુજન કરી દેવીની પણ અમરતા સિદ્ધ કરી. નરોડા ગામને વિશ્વમાં વિખ્યાત કર્યું. ધનુષ્યધારીના નામે એ ધનુષ્યધારી પણ ત્યારથીજ જગત અને ત્રિલોકમાં પ્રખ્યાતીને પામ્યા. ત્યાં આગળ ગોખ ઘડાવવામાં આવ્યો. મહા તપધારી રૂષિઓએ આવી માજીનું વેદમંત્રોથી આવાહન કર્યું. માજીને વિનંતિ કરી કે હે માજી! હે ધનુષ્યધારી! અહિંજ કૃપા કરીને બિરાજો. તમારો સાક્ષાત વાસ અહિંજ કરો કારણ કે ભવિષ્યમાં આવતા કળિકાળના સમયમાં અનેક જગજીવો નાના પ્રકારની ઉપાધિમાં દુઃખમાં સડી રહ્યા હશે. તેને તમારા સિવાય કોણ દુઃખમુક્ત કરશે? આજ મઢમાં આપ બિરાજી જગતમાં નામના વધારો.” રૂષિઓની આવી ઇચ્છાને દેવીએ માન આપી તેઓના મસ્તક ઉપર હાથ મૂક્યો. આવા આનંદના સમયમાં બાર મેઘો ગડગડાટ ગાજી રહ્યા. અને મુશળધાર વર્ષાદ પડવા લાગ્યો. જાણે એક એક બિંદુ અમૃતનુંજ બીંદુ હોય એમ પ્રતિતિ થતી હતી. સાત સાગરો પણ પોતાનું ગાંભીર્ય મુકી અતિ વેગથી ઉછળવા લાગ્યા. આ પ્રમાણે સર્વ સ્થળે જયજયકાર થઈ રહ્યો. દેવીના વિજયથી આનંદ મંગળના વિજયી શબ્દો બોલાવા લાગ્યા જ્યાં જોઇએ ત્યાં આનંદ અને આનંદનાજ શબ્દનો ઉચ્ચાર સંભળાવા લાગ્યો આ રીતે દેવીની કૃપા વડે સર્વનું દુઃખ દારિદ્ર જતું રહ્યું. તેમજ અઢારે વર્ણોની વિપત્તિ પણ દૂર થવા પામી વળી દેવોએ દેવીને વધારે સંતુષ્ટ કરવા સારૂં વેદવિધિ પ્રમાણે જુદા જુદા સ્થળેથી વિદ્વાન બ્રાહ્મણો બોલાવી આનંદ અને ઉત્સાહથી ત્યાં આગળ દેવીની સન્મુખ હવન કર્યા બ્રાહ્મણોને માન-

પૂર્વક દાન આપ્યાં બ્રહ્મભોજન કરવામાં આવ્યું. જમી પરવારેલા બ્રાહ્મણોને પાન સોપારી દક્ષિણાથી સન્માનવામાં આવ્યા. ભોજન અને દક્ષિણાથી પ્રસન્ન થએલા વિપ્રગણો સભા મંડપમાં આવી દેવોની સાથે બેઠા અને સર્વ મળી માજીની સ્તુતિ કરવા લાગ્યા. સર્વેએ માજીને નમન કર્યું. નાનાવિધ સુગંધી પુષ્પની માળાઓ માજીને અર્પણ કરવામાં આવી. ઈંદ્ર અને ઈંદ્રાણી આ ઉત્સવમાં અગ્ર ભાગ લેતા હતા તેઓએ અગણિત દ્રવ્ય મંગાવ્યું અને હાજર રહેલા વિપ્ર મંડળને સૌ સૌના મોભા પ્રમાણે મન ઇચ્છીત દાન આપ્યું. દાન ઉપર દક્ષિણા પણ આપી- આવી રીતે બ્રાહ્મણો અને દેવીને દેવતાઓએ પ્રેમપૂર્વક પ્રસન્ન કર્યાં. આ સમયે દેવતાઓ બોલ્યા કે "આપણે સર્વેએ એક વર્ષમાં એક દિવસ તો અવશ્ય અહિં આવવું." આ પ્રમાણે ઈંદ્ર, ઈંદ્રાણી અને સકળ દેવતાઓએ એ ધનુષધારી દેવીની સન્મુખ હાથ જોડી વ્રત લેવાથી દેવી તેમના ઉપર ઘણાજ પ્રસન્ન થયા અને ભવાનીએ દેવતાઓ ઉપર તૃષમાન થઈને કહ્યું કે "હે ઈંદ્ર અને દેવો ! તમો સર્વ હવે તમારે સ્થાનકે જાઓ તમારી સ્તુતિ અને મારી કૃપા વડે તમારાં સર્વ સંકટો દૂર થયા છે. હવે તમારે કોઈ પણ પ્રકારનો લેશ માત્ર પણ ભય રહ્યો નથી. તમો સુખપૂર્વક સ્વર્ગમાં જાઓ. સ્વર્ગનું રાજ સંભાળો અને ખરેખરો રાજધર્મ પાળી પ્રજાનું પાલન કરો. પ્રજાની આબાદી ઉપરજ રાજાની આબાદી છે. પ્રજાના સુખે સુખ અને પ્રજાના દુઃખે દુઃખ માનનારા રાજા જ ખરો રાજા છે ખરો રાજધર્મ પણ એજ છે. પરમકૃપાળુ પરમાત્મા પણ એવા જ રાજા ઉપર અહર્નિશ પ્રસન્ન રહે છે. સર્વ મનોરથો પણ એના જ નિર્વિઘ્ને પુર્ણ થાય છે. આવો નીતિમાન રાજા કદિ

પણ શત્રુથી પરાભવ પામતો નથી. રાજભ્રષ્ટ થઇ દુઃખ ભોગવતો નથી. ન્યાય અને નીતિને માર્ગે હવે તમો તમારા મનોરથો સિદ્ધ થએલા માની સ્વકાર્યે સદ્કર્મને સાધ્ય કરો. મારો તમોને પૂર્ણ અનુગ્રહપુર્વક એવો સુભાશિર્વાદ છે કે તમો સુખી થાઓ."

## સ્વર્ગ પ્રતિ દેવોનું પ્રયાણ.

જગતજનુની કલ્યાણકારી ધનુષ્યધારી માતાનો ઉપર પ્રમાણે આશિર્વાદ મેળવી તેમની આજ્ઞા મુજબ પુનઃ માતાજીને હૃદયથી પ્રણામ કરી દેવોએ સ્વર્ગ તરફ પ્રયાણ શરૂ કર્યું. સર્વ દેવોથી વિંટાયેલા ઇંદ્ર અને ઇંદ્રાણી હર્ષભેર પોતાના નગ્ર તરફ ચાલી રહ્યાં હતાં. આગળ ઢોલ, શરણાઇ વિગેરે વિજયોત્દર્શક વાઘો વાગી રહ્યાં હતાં. રંગબેરંગી નિશાનો ફરકી રહ્યાં હતા. આ પ્રમાણે સુર સમુદાય આનંદ મંગળમાં ચાલતાં ચાલતાં સ્વર્ગપુરી આવી પહોંચ્યાં! યાચકો અને દશોંદીઓ ઇંદ્રરાજના યશોગાન ગાવા લાગ્યા. આ વખતે અમરપુરીમાં આનંદનો ઉત્સવ થઇ રહ્યો. ઘેર ઘેર તરીઆ તોરણો બંધાયા. દીપમાળાઓ પ્રગટાવવામાં આવી. વિજયધ્વજો અને યશ પતાકાઓ પવનવેગે ઉડવા લાગી. નાના પ્રકારના મંગળકારક વાઘો અને ગીતોનો ધ્વનિ ચારે તરફથી હૃદયોને પ્રોત્સાહન આપવા લાગ્યો. મોટા સંકટમાંથી છુટવા બદલ આ અનેરો આનંદ દેવતાઓએ પૂર્ણ પ્રેમથી પાળ્યો. ઇંદ્ર રાજા શુભ મુહુર્ત જોવરાવી પુનઃ પોતાની સ્વર્ગની ગાદી ઉપર બિરાજ્યા. મહાદેવીની કૃપાથી ઇંદ્ર રાજાના સર્વે મનોરથો પૂર્ણ થયા. અપ્સરાઓનો નાચ શરૂ થયો. ગંધર્વો અને કિન્નરોના સંગીતો હૃદયપટને ભેદવા લાગ્યા. મદમાતી માનુનીઓ

મધુર સ્વરે સુંદર ગીતો ગાવા લાગી. દુંદુંભીઓના ગડગડાટથી ચતુર દિશા ગાજી રહી. આ સમયે ઇંદ્રરાજ પણ પોતાના પદને શોભિતાં એવાં સુંદર વસ્ત્રો સજીને સર્વને મોહાવી રહ્યા હતા. આવા આનંદમાં પણ કોઇ ધનુષ્યધારી ભવાનિને હૃદયથી ભૂલ્યું નહોતું. કારણ કે આ આનંદોત્સવનો મુખ્ય આધાર એજ ભવાનિની દયા ઉપર હતો. એ ભવાનિએજ દેવના દુઃખો ભંડારસુરને મારી દૂર કર્યાં હતા. તેમજ આ વખત આણ્યો હતો. આ રીતે આનંદ મંગળ થઇ રહ્યા પછી પણ દેવતાઓ પોતાના કાર્યોમાં પડયા છતાં રોજ આનંદથી સમય નિર્ગમન કરવા લાગ્યા. તેમજ મહમાયા ધનુષ્યધારીના ગુણગાનનાં છંદો ગાવામાં તેમજ તેમાની અનન્ય ભક્તિભાવે સેવા કરવામાંજ તત્પર રહેતા હતા. માતાજીના ગોખને અંતરિક્ષથી સેવતા હતા, પુજન અર્ચન કરતા હતા.

---

## ધનુષ્યધારીની પદવી.

સ્વેતરૂપી મહમાયાએ ઉપર પ્રમાણે દેવોની વિનંતીથી તેઓના સંકટો દૂર કરવાને નરોડાની ભાગોળમાં જે સ્થળે સરોવરના કિનારે ધનુષ્ય ધારણ કરી તે ધનુષ્યથી ભંડારસુર અસુરનો વધ કર્યો તેથી અને ત્યારથી સકળ દેવો અને મુનિવરોએ મળી માતાજીની ત્યાં સ્થાપના કરી તે ધનુષ્યધારીને નામે વિખ્યાતિને પામ્યા. માતાજીએ પણ પોતાના પરાક્રમથી જે ચૈતન્ય શક્તિ ભર્યું દાખવવા માંડયું તેથી તેમની અમરત્વતા વધવા લાગી. સર્વે કોઇ ધનુષ્યધારીનાજ ગુણગાન ગાવા લાગ્યા. તથા તેને પારે આવી દુઃખયુક્ત થતાં આનંદ માનવા

લાગ્યા. આજે પણ આ ધનુષ્યધારીની ખ્યાતિ જેવી ને તેવીજ છે. હજારો લોકો ત્યાં દર્શનાર્થે આવે છે અને પાવન થાય છે.



## કથાનું મહાત્મ્ય.

આ પ્રમાણે પુત્ર નારદના કહેવાથી પિતા બ્રહ્માએ ધનુષ્યધારીનું ઉત્તમ ચરિત્ર પ્રેમ પૂર્વક કહી સંભળાવ્યું. આ ધનુષ્યધારીનું ચરિત્ર એવું ઉત્તમ અને કલ્યાણકારક છે કે જ્યાં તે પ્રેમથી ગવાય છે, સંભળાય છે ત્યાં અપવિત્રતા કે દુઃખનો અવકાશ જ નથી રહેતો. જે ભાઇ, બ્હેનો અતિ ભક્તિભાવથી પોતપોતાને ઘરે આ પાવનકારી ચરિત્રના યશોગાન ગાય છે, ગવરાવે છે તેઓનું ભવિષ્ય ઘણું ઉજ્વળ-સુખમય બને છે. અને તેઓ નિત્ય સુધાસિન્ધુમાં સ્નાન કરવા જેટલો આનંદ અનુભવે છે. એવા પુરુષો અને બ્હેનોને પણ હજારોવાર ધન્ય છે! જે નરનારીઓ જુક્તિ પુર્વક આ મહ'માયાના ચરિત્રો શ્રવણ કરશે, ગાશે તે સહેલાઇથી કળિકાળમાં પણ ધર્મ, અર્થ, કામ અને મોક્ષ એ ચાર પદાર્થોને મેળવશે એ નિઃસંદેહ છે. માતાજીએ દેવોના સંકટ હરવા ભંડારસુરને મારી તેને મોક્ષપદ આપવાનું જે ઉત્તમ કાર્ય કર્યું છે તેની કથા બરાબર સાંભળશે-કહેશે તેનો મોક્ષ વિનાં વિલંબે થશે એમાં લેશ માત્ર પણ શંકાને સ્થાન નથી. તેવાઓનો અવતાર જીવન મુક્તિનેજ પામેલો છે એમ માનવું. ઇંદ્ર વિગેરે સુરોની વિનંતિથી તેઓના દુઃખો દૂર કરવાને અને ત્રણે લોકને ભડવીર ભંડારસુરના ભયથી મુક્ત કરવાને જે ધનુષ્યધારીનું પ્રાગટ્ય થયું છે તે સૌનકે પુર્ણ આનંદથી જગતજનની સન્મુખ

સાદર કર્યું છે માટે તે ઘેર ઘેર નિત્ય આનંદ પુર્વક ગાવું જોઇએ. આવી રીતે આ ચરિત્રનું ગાન કરનારા લાંબુ આયુષ્ય ભોગવે છે. એવા સુત, સંતાનો અને દારાઓને પણ અતિ ધન્ય છે ! તેઓને ત્યાં નિત્ય ખટ રસનાં ભોજનો થવા જેટલી સુખ સ્થિતિ તેઓ મેળવવા ભાગ્યશાળી બને છે. એટલુંજ નહિં પણ એઓ અંત સમયને વખતે વિમાનમાં બેસી બ્રહ્મલોકને પામે છે. અર્થાત તેનો મોક્ષ થાય છે. બ્રહ્માંડ પુરાણમાં કહેલું આ ઉત્તમ ચરિત્ર અહિં તો અતિ સંક્ષેપમાં કહેવામાં આવે છે. અને એ રીતે એકજ ગરબાની અંદર આ ધનુષ્યધારીના પ્રાગટ્યનું જે વર્ણન કરવામાં આવ્યું છે તેનું ગાન કરનાર માતાજીના ચર્ણ સેવવા જેટલા ફળને પામે છે. માટે તેનું હંમેશાં પ્રેમથી ગાન કરો. અંતે એ આદ્યશક્તિ સ્વરૂપાના ચર્ણનું સેવન કરો તો તમારા સકળ મનોરથો પૂર્ણ થશેજ. સદ્કુલમાં ઉત્પન્ન થએલા સદ્કર્મો કરવાવાળાનો ધર્મ એજ છે કે તેઓએ ભક્તિ ભાવથી સર્વ સુખને દેનારા આ ચરિત્રનો પાઠ કરવો જોઇએ અને જાણે અજાણ્યે પણ તેનાથી વિમુખ થઇ અનીતિનો માર્ગ ન લેવો જોઇએ. આ ચરિત્ર સર્વ સુખને આપનાર છે તેમ એ મહા પવિત્ર દેવી દાન, દયાની પ્રતિપાલક છે તેથી યથાશક્તિ સદ્ કમાઇનું દાન દેવું અને સર્વ પ્રાણીમાત્ર ઉપર દયા રાખવી. કોઇના દીલને પણ મન, વચન અને ક્રિયાથી ન દુઃખવવું એજ શાસ્ત્ર કથિતઅહિંસા ધર્મનો વિશાળ અર્થ છે. આપણે જ્યારે શક્તિની દયા ચાહીએ છીએ ત્યારે આપણે પણ અન્ય પ્રાણીઓ ઉપર દયા કરવાની ફરજ છે. જેનું દીલ પરપીડાથી દયાળુ બને છે એવાઓની ઉપરજ આદી જગદંબા દયા કરે છે. આપવું અને અપાવવું એ પણ આપણો

ધર્મ છે. માટે બની શકે તેટલું આપવું તેમજ બની શકે તેટલું અપાવવા પ્રયત્ન કરવો. શાસ્ત્રકારો કહે છે કે આંગળી ચિંધ્યાનું પણ પુણ્ય છે. આ રીતીએ આપણું કલ્યાણ કરવું એ આપણાજ હાથની વાત છે. ભક્તિ, ધર્મ, કર્મ બરાબર પાળ્યા સિવાય કલ્યાણ સાધી શકાતું નથી. કલ્યાણનો મુખ્ય માર્ગ ભક્તિ, ધર્મ, કર્મનું યથાર્થ પાલન છે. આ પ્રમાણે સુખ માર્ગને નહિ અવલંબતા અકાર્યમાં પ્રવર્ત રહીએ તો દુ:ખોય ભોગવવા પડે અને અન્નપુર્ણાની અવકૃપાએ ભિક્ષા પણ માગવા સમય આવે. એ સમય ન લાવવા માટે આવા ચરિત્રોનું ગાન કરવાની આવશ્યકતા છે. જે કલ્યાણ ખુદ મા, બાપોથી પણ નથી સાધી શકાતું તે આ રીતે આપવા, અપાવવાથી અને માની ભક્તિથી પામી શકાય છે. કારણ કે મા, બાપો નાનપણથી ઉછેરી નાના પ્રકારના જ્ઞાન અનુભવનો લાભ આપે છે પણ ધર્મ, કર્મમાં કોઇનો ભાગ નથી. સ્વ ધર્મ, કર્મના શુભ કાર્યો તો આપથીજ થઈ શકે અને એ રીતે કલ્યાણ પણ જાતેજ મેળવાય.



## દેવીનો ગરબો લખ્યાની તિથિ.

બ્રહ્માંડ પુરાણમાં કહેલ આ દેવી ચરિત્ર–ધનુષ્યધારી મહાત્મ્યનો ગરબો સંવત સત્તરસેં બાણુના અષાડ માસની કૃષ્ણપક્ષની એકાદશીને ભ્રગુવારને દિવસે લખ્યો છે.



## માજીનો આશિર્વાદ.

ભટ વલ્લભ ધોળા ગરબાના અંતમાં કહે છે કે આ ગરબો જે અષાડ વદ અગીઆરસના રોજ માજીના દરબારમાં જઇ ગાય છે અને માજીનું પુજન કરે છે તેના ઉપર માજી બહુ પ્રસન્ન થાય છે. જે પુરૂષો અને બ્હેનો આ ગરબો ટોળે મળીને ગાય છે એઓને ધન્ય છે એમ ખુદ માજી કહે છે અને તેને પોતાના અનુગ્રહપુર્વક સૌ મનોરથો સિદ્ધ કરવા આશિર્વાદ આપે છે. ગરબો ગાનારના હૃદયોમાં માજી વાસ કરે છે અને જે ઘરમાં ગરબો ગવાય છે ત્યાં પણ માજીનો નિવાસ થાય છે. અને તેઓ માજીની કૃપાવડે મન વાંચ્છિત મેળવવા ભાગ્યશાળી બને છે.



## અમારી તરફથી વેચાતાં પુસ્તકો.

# .વી ઉપાસક મંડળનું સેવક મંડળ.

૧ ભટ્ટ પુંજાભાઇ ઉર્ફે અંબાલાલ લલ્લુભાઇ વલ્લભ ભટ્ટવાળા.
૨ ભગવતિપ્રસાદ અંબાલાલ ભટ્ટ. ( વલ્લભ ધોળાવાળા ).
૩ શેઠ હિમ્મતલાલ મોતીલાલ ( મોતીલાલ હીરાભાઇવાળા ).
૪ શેઠ દુર્ગાપ્રસાદ શંભુપ્રસાદ બ્હેચરદાસ લશ્કરી-મીલ એજન્ટ.
૫ શેઠ જેશંગભાઇ પુરૂષોત્તમદાસ હરિવલ્લભદાસ શરાફ
૬ પરીખ છોટાલાલ પુરૂષોત્તમદાસ કાશીપારેખવાળા.
૭ શેઠ નાનાલાલ મંછારામ મુંબઈ.
૮ રા. રા. રામચંદ્ર નરસીભાઇ એન્જીનિયર અમદાવાદ.
૯ વકીલ બગુભાઈ ગોવિંદલાલ બી. એ. એલ. એલ. બી.
૧૦ વકીલ ધીરજલાલ નરસીલાલ બી. એ. એલ. એલ. બી.
૧૧ રા. ડાહ્યાભાઇ રામચંદ્ર મ્હેતા. સંપાદકઃ ભારત જીવન.
૧૨ રા. નગીનદાસ પુરૂષોત્તમદાસ સંઘવી વ્યાખ્યાન વાચસ્પતિ.
૧૩ પંડિત શંકરપ્રસાદ મિશ્ર.
૧૪ રા. કાશિરામ બાઇશંકર ઓઝા-કવિ પ્રેમી-અમદાવાદ.
૧૫ રા. વકીલ ભોગીલાલ ભીકમલાલ—વિશનગર.
૧૬ રા. ડૉ. મહાદેવપ્રસાદ ભોગીલાલ એમ. ડી. (અમેરિકા) મુંબઈ
૧૭ રા. રા. મણીલાલ મહાદેવ ઓઝા. (કાજી સાહેબના કારભારી)
૧૮ રા. રા. મણીશંકર દુર્ગાશંકર જ્યોતિષી.
૧૯ રા. રા. કૃષ્ણલાલ મણીશંકર વકીલ બી. એ. એલ. એલ. બી.
૨૦ રા. રા. જીવણલાલ હરગોવિંદ.
૨૧ રા. રા. રણછોડલાલ હરિલાલ ભટ અધિપતિઃ કર્મવીર-અમદાવાદ.
૨૨ શા. પુરૂષોત્તમદાસ હિંમતલાલ ડાકવાળા.
૨૩ રા. શીવશંકર છોટાભાઇ મુ. પાદરા.
૨૪ કંટ્રાકટર પુંજાલાલ પ્રભુદાસ.

